# मोहन-मन्त्रमाळा

કિંમત રૂ. ૧.

પંડિત મોહનલાલ જયેશારામ.

સ્તમ્ભતીર્થ ( ખંભાત. )

ઈ. સ. ૧૯૨૫ આવૃત્તિ પહેલી.

પ્રત ૧૦૦૦.

પ્રકાશક,

પંડિત મોહનલાલ જયેષ્ઠારામ.

સ્તમ્ભતીર્થ ( ખંભાત. )

મુદ્રકઃ ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા
મુદ્રણસ્થાનઃ વસંત મુદ્રણાલય
ઘીકાંટારોડ, સિવિલ હોસ્પિટલ સામે
અમદાવાદ.

# અર્પણપત્રિકા.

હરિગીત છન્દ.

શ્રી સ્તમ્ભતીર્થ વિષે દિસે, સાહિત્યના શોખી ઘણા;
યુક્તિ પ્રમાણ સુસિદ્ધ છે, સંસાર સુખમય ના મણા.
તન મન અને ધન તે ત્યજે, સત્પાત્રના સત્કારમાં;
મહું નામ ભલમનસાઇથી, કીધું વધી વ્યવહારમાં.

ગમ્ભીર ને ગુણવાન છે, ગતિ ગહન શાસ્ત્ર વિષે અતિ;
વાણી વિમલ મધુરી સદા, મુખચન્દ્રભા શોભાવતી.
નવથી વિરામ ન પામતાં, દશમા નિધીને સંઘરે;
દાની દયાના સિન્ધુ તે, જય જશ જગતમાં આદરે.

સદ્બુદ્ધિથી વહિ સત્યના, સંગી ઉમંગ વડે થતા;
જનવૃન્દમાં પ્રિય થૈ પડી, સન્માન સઘળે સાધતા.
ગરજી ગણાય વધારવા, કૈવલ્યકાજે જ્ઞાનને;
જીવનવને ભવને ભજે, ભગવન્તને ત્યજી માનને.

વનિતા વિનીતા વાસમાં, સદ્ભાગ્ય સન્તતિ શોભતી;
નર પૂર્વપુણ્ય પ્રભાવથી, રાખે સદાનન્દે રતિ.
દામોદરે અન્નાણી કર્યા,' કરુણા કરી શુભ રીતથી;
સહવાસને સજી મોહને, ચિન્તાહરી સૌ ચિત્તથી.

૪

# વાચકોને વિજ્ઞપ્તિ.

ગઝલ.

વિચારી વાંચશો વ્હાલે, પૂરા જો હો તમે પ્રેમી;
જણાયે દોષ તો રોષે, થશો ના વાચકો! વ્હેમી.

રુચિકર છન્દ ને રાગો, ઘણી ગઝલો રચી રાચી;
જમાનો જાળવી જોઇ, જણાવી જુક્તિ ત્યાં સાચી.

અલંકારો અનાયાસે, મળેલા મેં મુકયા માંહી,
નિતિ શ્રૃંગાર વૈરાગ્યે, કરૂણા હાસ્યમાં કાંઇ.

પુનિત પદ્માતણો પરિચય, પછીથી પ્રીતથી કરજો;
પતિ પ્રતિ પ્રેમની દીક્ષા, અરે! એની ઉરે ધરજો.

સદા સ્ત્રી બાળ ને યુવક, વિશેષે વૃદ્ધ જે શોધે;
સ્વધર્મે કર્મના મર્મો, કહ્યા તે તત્ત્વમાં બોધે.

વચન સત્શાસ્ત્રનાં પુષ્પો, પરોવ્યાં ખીલતાં ચૂંટી;
ચહો જો ચિત્ત તો તેની, સુગન્ધી લ્યો તમે લૂંટી.

નમૂનો આ નવો નિશ્ચે, અમીમય આંખમાં ઢળશે;
ખરીદી ને કરો ખાત્રી, હૃદય જો આપનું તલશે.

ન મોહનમન્ત્રની માળા, મનોહર જો કરે ઝાલી;
ન આરોપી પ્રિતે કંઠે, વૃથા તો જીંદગી ગાળી.

# आमुख

વ્હાલા વાચક વૃન્દ !

પ્રભુપદ પ્રેમરસ પિપાસુઓને અખંડૈશ્વર્યાધિપત્ય સમ્પન્ન શ્રીકૃષ્ણચન્દ્ર પરમાત્માના પ્રસાદરૂપ આ કાવ્યામૃતનાં મધુરઝરણો અવર્ણ્ય આનન્દ આપે એ પ્રકૃતિ પ્રેરિત પ્રારમ્ભનું પ્રયોજન છે.

અધોગામી કરનાર, નૈતિક દિશાના દૂષણરૂપ, અવિહિત અને ઉદ્ધત ગીતોના પરિહાર પૂર્વક સદસદ્વિવેકદ્વારા સંગીતનો સમ્બન્ધ છે.

કર્મ ઉપાસના અને જ્ઞાન એ ત્રૈગુણ્ય વિષય છે.

સાહિત્યના શોધક અને વિદ્યાવિલાસી પુરુષો એના અધિકારી છે.

આવા પ્રકારની ઉત્તમ શૈલીના અનુબન્ધને અનુમોદન અને ઉત્તેજન આપનાર સદ્‌ગૃહસ્થોનો નિરન્તર પ્રેમપૂર્વક આભાર માનવામાં આવે છે. અસ્તુ.

ૐ શ્રી

# અભિપ્રાય.

સ્તમ્ભતીર્થ

તા. ૧૦ માર્ચ ૧૯૨૫

શ્રીયુત પંડિત મોહનલાલ જયેષ્ટારામ,

આપના તરફથી "મોહનમંત્રમાળા" એ નામનું લેખી પુસ્તક મળ્યું. આનન્દપૂર્વક વાંચી વિચારી મ્હને યોગ્ય લાગે છે તેવો અભિપ્રાય આપું છું કે "આપે સંગીત શાસ્ત્રના નિયમ પ્રમાણે કેટલાં એક કરુણા ભાવનાં કીર્તનો, જનસમાજના મનને રંજન કરનાર ઘણી ગઝલો, નીતિમાર્ગનું દર્શન કરાવતાં ખાસ ઉલ્લાસ ઉપજાવે એવા મનપસન્દ છંદો, અત્યન્ત ઉપયોગી ઉપદેશક અષ્ટકો અને એક પવિત્ર કુટુમ્બની કથા વગેરે જે રચના કરી છે તે જોતાં આપે આપની બુદ્ધિનો પ્રકાશ આ પુસ્તકપર પૂર્ણપણે પાડ્યો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આ પ્રમાણે આ લોકને ઉપયોગી થઇ પડે એવા અનેક ગ્રન્થો આલેખવામાં પરમ કૃપાળુ પરમાત્મા આપની બુદ્ધિને બલવત્તર બનાવો તેમજ સર્વત્ર આપનો વિજયધ્વજ ફરકાવો એવી મ્હારી એ ઇષ્ટપ્રતિ અભ્યર્થના છે. " અસ્તુ "

લિ. વ્યાસ દામોદર જગજીવન માસ્તર.

# પ્રસ્તાવના.

---

વ્હાલા વાચકવૃન્દ ! વિવેકપૂર્વક વિચાર કરતાં વિશ્વેશ્વરની વિશ્વવ્યવસ્થાથી વ્યામોહ કોને ન થાય? કવચિત્ કોઇ વિરલને.

વિલાસ અને વૈભવનું વર્ણન માત્ર મનુષ્યોનાં મનનું આકર્ષણ કરે છે તો તેના સાક્ષાત્કારથી કોનું અન્તઃકરણ ઉછાળા ન મારે? કવચિત્ કોઇ અધિકારીનું મહાસાગરનાં મોજાં અને નદીના તરલ તરંગો કોને ઘસડી ન જાય?

કવચિત્ કોઇ તેના પારને પામેલા પુરુષ પ્રવરને.

અર્થાત્ જગન્નિયન્તાની ઝુકતી તેમજ ઝુકાવતી માયાનો પાર કોઇ પણ પામી શકે તેમ નથી. પ્રત્યેક પ્રાણીમાત્ર અસ્તોદયથી અવિરક્ત જોવામાં આવે છે. તેમાં અક્ષર એટલે અવિનાશિતત્વ જો હોય તો તે વિદ્યા છે કે જેના વડે સદસદ્ વસ્તુના શોધનદ્વારા આ અગમ્ય અવનીની ઉથલપાથલના મોહથી મુક્ત થવાના સાધનરૂપ ભગવત્કૃપા પ્રાપ્ત કરી શકાય છે. તે હેતુને સાચવવા માટે આ "મોહનમન્ત્રમાળા" લખવામાં આવી છે.

અષ્ટોત્તરશત સંખ્યાથી માળા એ શબ્દ સિદ્ધ થાય છે, જેમાં આદિમાં એક અને અન્તમાં આઠનો સમ્બન્ધ શૂન્યે સાંધ્યો છે; શુન્ય એટલે જગત્ તે ઉભયથી અભિન્ન છે. એક પુરુષ છે અને આઠ પ્રકૃતિયો છે; તેઓના સંયોગથી આપણે આ અકલલીલાનું અવલોકન કરિયે છિયે.

પદ્યની સંખ્યા વધી જવાથી સંખ્યાનો સંકેત સાચવવા માટે અન્તમાં અક્ષરમાળા રાખવામાં આવી છે. પ્રારંભમાં પ્રભુભક્તિનું પ્રકરણ છે તે સંગીતમાં છે.

તત્પશ્ચાત્ ગમ્મત દાખલ ગઝલો તથા નીતિરીતિને–જણાવનાર પ્રચલિત છન્દો છે. બાદ કેટલાએક ઉપયોગી અષ્ટકો સાથે એક પવિત્ર કુટુમ્બની કથા છે.

આ પ્રમાણે મેં મ્હારા સંગીત અને સાહિત્યના શોખીન સન્મિત્રોના સ્નેહને સંભાળવા સારૂ તેમના અત્યાગ્રહથી સંકલના કરેલી છે. અર્પણપત્રિકા થોડા સમયના પરિચયમાં મ્હારા પ્રત્યે પૂર્ણ પ્રેમથી પ્રેક્ષણ કરનાર પરમસ્નેહી શ્રીયુત્ શેઠજી ભગવાનદાસ જગજીવનદાસને ઘણા ઉત્સાહી જોતાં આપવામાં આવી છે.

પ્રિય વાચકવર્ગ ! આ ગ્રન્થમાં જો આપને કોઇ પ્રકારનો દોષ જણાય તો તે ગુણગ્રાહી એવા આપે રોષ રહિત રહી સર્વથા ક્ષન્તવ્ય છે. “ અસ્તુ ”

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧ | ૮ | ગીતી | ગીતિ |
| ૨ | ૨ | વાન | ગાન |
| ૨ | ૬ | શીશુ | શિશુ |
| ૨ | ૧૧ | મુનિન્દ્ર | મુનીન્દ્ર |
| ૩ | ૧૧ | સુસંગતી | સુસંગતિ |
| ૬ | ૧૧ | વળી | વળિ |
| ૬ | ૧૯ | હોયરે | હોયરે |
| ૯ | ૧ | સા | સૌ |
| ૧૦ | ૯ | ફરો | ફરી |
| ૧૨ | ૧ | અનૂપમ | અનુપમ |
| ૧૪ | ૪ | લેહેને | લહેને |
| ૧૪ | ૧૨ | મત્યેં | મર્ત્યે |
| ૧૬ | ૧૬ | કનાર | કરનાર |
| ૨૭ | ૧ | भ्रमण | भ्रमण |
| ૨૭ | ૪ | माऌकोष | मालकोष |
| ૨૮ | ૩ | वीचार | विचार |
| ૨૮ | ૮ | विघा | विघ्न |
| ૨૯ | ૧૦ | મધુંરી | મધુંરો |
| ૩૧ | ૧૭ | गुप्त | गुप्तं |
| ૩૪ | ૧૩ | દુધ | દૂધ |
| ૩૫ | ૯ | ગીરા | ગિરા |
| ૩૬ | ૧૪ | ભલી | ભુલી |
| ૩૯ | ૧૨ | દપ | દ્વેપ |
| ૪૧ | ૧૪ | શદા | સદા |
| ૪૨ | ૧૭ | શ્રમ | શ્રમ |
| ૪૩ | ૮ | સંસાક | સંસાર |
| ૪૪ | ૫ | વિપક્ષ | વિપત |
| ૪૫ | ૧૩ | ધરિ | ધારે |
| ૪૯ | ૬ | ખોરા | ખરા |
| ૪૯ | ૧૩ | કંઇક | કંઇ |
| ૫૦ | ૭ | છતાં | જતાં |
| ૫૨ | ૩ | શદિ | શર્દિ |
| ૫૩ | ૧ | પ્રણ્ય | પ્રણુય |
| ૫૪ | ૧૧ | ભેજન | ભોજન |
| ૫૪ | ૧૭ | ડાહ્યા | ડાહ્યા |
| ૫૫ | ૧૧ | કરો | કરે |
| ૫૯ | ૮ | याद | यार |
| ૫૯ | ૧૬ | ઉતર | ઉત્તર– |
| ૬૦ | ૧ | સમાધાન | સમાધાન– |
| ૬૩ | ૨ | રવધર્મ | સ્વધર્મ |
| ૬૪ | ૧૭ | ફૂતરી | ફૂતરી |
| ૭૨ | ૯ | સા | સૌ |
| ૭૩ | ૪ | વ | વિ |
| ૭૫ | ૬ | ચન્દ્રમા | ચન્દ્રમાં |
| ,, | ૧૦ | ,, | ,, |
| ,, | ૧૪ | ,, | ,, |
| ,, | ૧૮ | ,, | ,, |
| ૭૬ | ૪ | ,, | ,, |
| ,, | ૮ | ,, | ,, |
| ,, | ૧૨ | ,, | ,, |
| ,, | ૧૬ | ,, | ,, |

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૬ | ૧૬ | રહ્યા | રહ્યો |
| ૭૮ | ૪ | સચિત્ | સચ્ચિત્ |
| ૮૧ | ૬ | સ્નહ | સ્નેહ |
| ૮૧ | ૨૦ | પની | પત્ની |
| ૯૮ | ૧ | સમજાયે | સમજાય |
| ,, | ૧૦ | આંગલ | આંગ્લ |
| ૯૯ | ૭ | ચુકશો | ચૂકશો |
| ,, | ૮ | ભલિ | ભલી |
| ,, | ૨૧ | સ્વાજ્ઞાતિ | સ્વજ્ઞાતિ |
| ૧૦૦ | ૧૦ | અપાશોવ | અપાવશો |
| ,, | ૨૨ | લેિજ | કૉલેજ |
| ૧૦૧ | ૧૩ | સ્રા | ત્યાં |
| ૧૦૩ | ૧૦ | મેટ્રિક્યુશન | મેટ્રિક્યુલેશન |
| ૧૦૫ | ૮ | જણો | જણાં |
| ,, | ૧૧ | સ્થાનમી | સ્થાનમાં |
| ,, | ૧૨ | ત્યા | ત્યાં |
| ,, | ,, | જતો | જતો |
| ,, | ૧૬ | નિન્દ્રા | નિદ્રા |
| ,, | ૧૯ | સ | સૌ |
| ૧૦૬ | ૩ | આહમાં | આહાલમાં |
| ,, | ૨૧ | મોરા | મારા |
| ૧૦૭ | ૮ | વગ્ર | વજ્ર |
| ,, | ૧૬ | મનજો | માનજો |
| ,, | ૧૮ | સુમ્બન્ધ | હરિહર સુમ્બન્ધ |
| ૧૦૯ | ૪ | કૈંધ | કંધ |
| ,, | ૭ | ાવહાવ | વિવાહ |
| ,, | ૯ | નિતી | નીતિ |
| , | ૧૧ | **વહુના** | **બહુના** |
| ,, | ૧૪ | અંતર | અન્દર |
| ,, | ૧૯ | સમજાવાવા | સમજાવવા |
| ૧૧૦ | ૬ | મ્હોચ્યા | મ્હોચ્યો |
| ૧૧૧ | ૧૧ | બિડેલો | બીડેલો |
| ૧૧૨ | ૧૩ | હું ચિત્તે હું | જાણવા ચિત્ત |
| ૧૧૪ | ૩ | નિ:સક | નિ:શંક |
| ૧૧૫ | ૩ | નિશ્ચે | નિશ્ચે |
| ,, | ૧૦ | ધાર્યા | ધાર્યો |
| ૧૧૬ | ૧૪ | વહે | વહો |
| ,, | ૧૬ | આલખતી | આલેખતી |
| ૧૨૦ | ૭ | ભલે | ભલો |
| ,, | ૮ | ખુશીથી | ખુશીથી |
| ,, | ૧૪ | મધ્યા | મધ્ય |
| ,, | ૧૬ | નિદ્રા | નિદ્રા |
| ,, | ૨૧ | કરી | કરી |
| ,, | ,, | સાંપી | સોંપી |
| ૧૨૧ | ૧૦ | દશ | દેશ |
| ૧૨૨ | ૯ | જન્માન્તરે | જન્માન્તરો |
| ,, | ૧૪ | સુંસ્નેહ | સુસ્નેહ |
| ૧૨૬ | ૨૨ | નિશ્ચિત | નિશ્ચિન્ત |
| ,, | ૧૦ | થૈ | થઇ |
| ૧૨૮ | ૧ | આ. વા૦ | આકાશવાણી |
| ,, | ૨ | સ્હાય | સહાય |



# ॥ मोहनमन्त्रमाला ॥

## ભાગ ૧ લો.

### मङ्गलम्

રાગ ભદ્ર.

यस्य प्रसादमात्रेण प्रारम्भः सफलः खलु ॥
नमस्तस्मैगणेशाय श्रीमन्मङ्गलकारिणे ॥ १ ॥

### સરસ્વતીની સ્તુતિ.

ગીતી.

જન મનરંજનકારી, કરજો કૃતિ આ વિશ્વ વિષે મ્હારી;
વીણા વાણી ધારી, બ્રહ્મકુમારી સદા વિજયકારી. ૨

## ઇષ્ટને અભ્યર્થના.

શ્યામ કલ્યાણ તાલ ધ્રુપદ.

ગાઉં ગોવિન્દ ગુણવાન, કેશવ કરુણા નિધાન,
  છન્દ વેદનું ન જ્ઞાન; પ્રીતે પન્થ લી....જે; ગાઉં૦
તાલ સુર નહીં સમાન, પ્રીછું તોય પણ હું તાન;
શીશુ લહી આ નિજ અજ્ઞાન; ચરણ શરણ દી....જે; ગાઉં૦
માત્ર ખાન પાન ભાન, અવર નહીં શુદ્ધસાન;
જગતનું જડે નિદાન; એ પ્રકાર કી....જે; ગાઉં૦
મોહન ભજી ભાગ્યવાન, મેળવે મહાન્ માન;
શોધી સદ્ય સત્ય સ્થાન; પ્રભુપદ ચહી રી....ઝે; ગાઉં૦

---

## કૃષ્ણસ્તુતિ.

કલ્યાણ ધ્રુપદ.

યશોદા નન્દ શ્રી મુકુન્દ, કૃષ્ણચન્દ્ર આનન્દકન્દ;
તટ નિકટ બજાત છન્દ, કરત બન્સી નાદ મન્દ.
નારદ શારદ મુનિન્દ્ર, દેવ દનુજ મનુજ વૃન્દ;
છાંડી બન્ધદાર્યો દ્વન્દ્વ, નમત નિત પદારવિન્દ. ૪

## પ્રભુ પ્રાર્થના.

કલ્યાણ ત્રિતાલ.

પ્રણમું પદ યુગલ, વિભુ વરદ મંગલ; પ્રણમું૦
સભર તુંથી સકલ, અકલ છે તુજ કલ; પ્રણમું૦
મતિ છે મુજ વિકલ, કરતું તે અવિચલ; પ્રણમું૦
જગ જે જરૂર ખલ, કરતા કપટ છલ;
હરવા તે અરિદલ, અરપજે શુભ બલ; પ્રણમું૦
મોહન છબિ ભૂતલ, જોઉં તારી પલપલ; પ્રણમું૦ ૫

---

## સત્સમાગમ કરવા વિષે.

દેશ ત્રિતાલ.

સાચે અંગ અભંગ ઉમંગ, સુસંગતીમાં મળેરે;
•રાચે હૃદયે રૂડા રંગ, સુખે તો ત્યાં રળેરે; સાચે.
તીર્થરૂપ તેને શુભ જાણી, સંસારે સેવે જો પ્રાણી;
વૃત્તિ થતી અતિ શાણી, સંશય સૌ ટળેરે; સાચે.

વહવી મિષ્ટ મધૂરી વાણી, વાપરવી નહિ કંઈ કટુ કહાણી;
મોહન ગુરુગમ નાણી, સુગમ પથે પળેરે, સાચે. ૬

---

## સાચો આશ્રય શ્રીહરિનો છે.

ખમાચ ઠુમરી.

મન? આશ્રય મનુજતણો ન ઘટે;
ન ઘટે ન ઘટે, નહિ કલેશ કટે. મન.
શ્રદ્ધા ધારી, અન્તર સારી;
નામ પ્રભુનું શે? ન રટે. મન.
માયા મોહ ન મૂકાવે તો;
મોહન શે? પ્રકટે નિકટે. મન. ૭

---

## શાસ્ત્રમાં શ્રદ્ધા ધરવા વિષે.

લય પૂર્વોક્ત.

ગુરુ શાસ્ત્ર વચન મનમાં ધરવું,
મનમાં ધરવું; નહિ વિસરવું. ગુરુ.

ધર્મ અધર્મ, લહી જગ વ્હેતાં;
કર્મ ઉચિત નિત્ય આચરવું. ગુરુ.
સમ સર્વત્ર, રહી સન્તોષે;
રોષ રહિત ચિત્ત આદરવું. ગુરુ.
સમય વિચારી, શાન્તિધારી;
સુખ ને દુઃખ સહન કરવું. ગુરુ.
પંચ પ્રપંચ, તણું ત્યજી મોહન,
પ્રભુપદ પંકજમાં ઠરવું. ગુરુ. ૮

---

## કર્ત્તાની કળા અકળ છે.

ખમાચ ઠેકો પંજાબી.

મનમોહન વિશ્વ વિલાસતણી; રચના રચનાર રચે રુચિયે- ૨
પરમાણુ કરે પલટે પલમાં બધી કેશવના કરમાં કુચીએ. મન.
નર ન્યાળી જુઓ! નજરે રજ સુરજ ને શશીની ગતિ શાથી ફરે. મન
ઉદયાસ્ત અવશ્ય સમસ્તતણો નિજહસ્ત ન વસ્તુ કદાપિ ઠરે
મન. ૯

## સૃષ્ટિક્રમ.

કાફી ગરબી ત્રિતાલ.

આજે આનન્દ ઉપજ્યોરે, ખબર ખોળી જોતાં પડી,
સત્યજ્ઞાનની કુંચીરે; ગુરુગમ દ્વારે જડી. આજે.

સાખી.

જાગી જ્યારે જોયું મેં, જગ ત્યારે ન જણાય;
પણ કંઇ કર્મસુયોગથી, સઘળે હરિ સમજાય.
સરિતા સાગરમાંરે, ભાવે જેમ આવી ભળે,
તેમ કલ્પિત માયારે, બ્રહ્માબ્ધિમાં સદ્ય મળે. આજે.

સાખી.

પાણી પૃથ્વી પવનને, પ્રકાશ વળી આકાશ;
મુખ્ય પાંચ એ તત્વથી, પ્રકટ્યો વિશ્વવિલાસ.
તે સૌમાં સ્વરૂપેરે; સદા પ્રભુ વાસ કરે;
અષ્ટ પ્રકૃતિ તેનીરે, તે યુક્ત આ માયા ખરે. આજે.

સાખી.

હેમ અલંકારો તથા, જળને લહરી જોય;
માટી ને મૃત્પાત્ર તે, સદા અભિન્નજ હોય.
કારણ કાર્ય લહીનેરે, પરસ્પર એક ગણો;
નિશ્ચય લય હોયરે કારણમાં કાર્ય તણો. આજે.

સાખી.

માયામાં આ વિશ્વના, વિલાસ અખિલ સમાય,
અન્તે માયા બ્રહ્મમાં, કારણુ ક્રમે વિલાય;
બ્રહ્માની રાત્રિમાંરે, સૃષ્ટિ બધી શૂન્ય રહે;
મોહન દિન થાતાંરે; પ્રથમ ક્રમ પાછો લહે.

આજે. ૧૦

---

## સત્સંગતિ

કાફી હોરી તાલ, દીપચંદી

સન્ત સમાગમ સારો, આ ભવ તરવાનો આરો,

સન્ત. ૮

સન્ત સમાગમ અનુપમ સમજો, તાપ ત્રિવિધિ હરનારો.
શાપ પાપ પરિતાપ અમાપતે, પલમાં કરતો ન્યારો;
સદા સુખ શાન્તિ વિચારો. સન્ત.
માનોં મનુજતનુ મળવું મોઘું, વિષય વાસના વારો,
મેળવવા મુક્તિ ચાહો તો, વિનતિ જરૂંર ઉર ધારો;
મોહન કેમ ? વિસારો. સન્ત. ૧૧

---

## મૂઢનો સંગ ત્યજવા વિષે.

બિહાગ ત્રિતાલ.

મોબત મૂઢની શી કરવી; (૨)
પ્રીતિ તેમાં કદિ ના ધરવી. મોબત.
યોગબલે જન જો થઇ જાયે;
તો કળ કોઇ કળી પરહરવી. મોબત.
સન્ત સમાગમ સેવી સદાયે;
અધિક અધિક ઉન્નતિ આદરવી. મોબત. ૧૨

---

## જ્ઞાનામૃત અધિકારીને મળે છે.

દરબારી કાનડો ત્રિતાલ.

અધિકારી તેને માણે [૨]
અજર અમર જ્ઞાનામૃત જેને, કહે કવિ શાસ્ત્ર પુરાણે.
દુઃસહ પય જે સિંહણુ કેરૂં, પીવા તે ઉર આણે.
નિજબાળ વિના કો પ્રાણી તો, પ્રાણ ત્યજે તે ટાણે. અ.
જો હોયે મીઠાઇ ખાઇને, ગાયે નીરસ ગાણું;
મહારોગ છે જેના તનમાં, ભૂખ્યો રહે ભરે ભાણે. અ.

સમજ્યા વિણુ સા મતવાદીઓ, મિથ્યા મતને તાણે;
વિરલ એક વિવેક ગ્રહીને, અન્તર સર્વ પ્રમાણે. અ.
સદ્ગુરુની સંગતિથી સાચે, અગમ નિગમને જાણે;
દ્રોહ મોહને ત્યાગી સજતાં, અવિચલપદ નિરવાણે. અ. ૧૩

---

## કુદરતનો રંગ અજબ છે.

માલકોષ. ત્રિતાલ.

કુદરત અજબ રંગ છે તારો; (૨)
મારગ મન હરનારો ન્યારો; કુદરત.

રે'મ કરે જેનાપર તે સ્થલ, યોગક્ષેમ વહેનારો;
વ્હેમ વસે ત્યાં પ્રેમ પલટી લઇ, ભુલવે નેમ હજારો. કુદરત.
જલ ત્યાં સ્થલ સ્થલ ત્યાં જલ એવા, જોયા કૈંક પ્રકારો;
"अघटित घटना पटीयसी"નો; કેમ કરાય વિસારો. કુદરત.
રાય, રંક ને રંક રાય એ; અરસપરસ અધિકારો;
તૃણુ મેરૂ સમ મેરૂ તૃણુ સમ, સમય સમયનો વારો. કુદરત.
ઉલટ સુલટ આ વિશ્વતરંગો, તેથી કો બચનારો;
મોહન મનમાં ધારી મિથ્યા, હર્ષ શોક ત્યજનારો. કુદરત ૧૪

---

## સંસારમાં સાર સમજવા વિષે.

મ્હાડ. તાલ દીપચન્દી.

સંસાર અસાર કરી નિરધાર વિચારો ઉરે કિરતાર ખરો;
સુતદાર સહોદર ને ઘરબાર વિષે અતિશે નહિ નેહ કરો.
સંસાર૦

અપકાર કરે કદિ કોઇ ભલે, ઉપકાર તમે કરશો બદલે;
આલોક અને પરલોક મળે, સુખશાન્તિ ન સંશય લેશ ધરો.
સંસાર૦

મન મોહન દૂર કરાય જરી, જન તો રહી આ ભવ ઘાણી ફરો;
પ્રભુના પદપંકજ માંહિ ઠરી, થઈ સાર્થકૃતાર્થ અભીષ્ટ વરો.
સંસાર૦ ૧૫

---

## પાર પામવા વિષે.

સોહિણી. તાલ દીપચન્દી.

પારંગતનો પન્થ પ્રમાણી, પારપરાનો પામો પોતે. (૨)
જુક્તિ થકી છે કેવો જડિયો, પદક્રમથી તે જોતેજોતે. પારંગત.

વિશ્વવિલાસે વિરતિ રાખી; જોશો અન્તે રોતેરોતે. પારંગત.
ઇચ્છા કાંઇ, સિદ્ધ ન હોયે, સઘ સદનમાં સોતેસોતે. પારંગત.૧૬

## ભવસાગર તરવા વિષે.

પરજ. ત્રિતાલ.

તરવા ભવસાગર મરજી,
નૌકા નર તનુ આ સરજી. તરવા૦

યત્ન ભગીરથ સેવે પણ ના, પ્રાપ્ત કરે ગરજી;
હાથ થકી ખોઇ પામર નર, કરતા બહુ અરજી. તરવા૦
દોરે ચતુર ચપલ મન તુજને, જેશ ન સંગ સજી;
રહીશ ના વશ થૈ તેને તું, વિષય વાસના ભજી. તરવા૦
આયુનો વાયુ વહી જાયે, જાણે વાર હજી;
અધિક ઝપાટે સમય સપાટે, કૈંક દિધા વરજી; તરવા૦
દયા દાન ઉપકાર ભાતું લે, અગત્યનું સમજી;
મોહન કરશે મુસાફરીમાં, સ્હાય સદા હરજી. તરવા૦ ૧૭

## ઇશ્વર અનૂપમ કવિ છે.

કાળીંગડો. ત્રિતાલ.

પ્રવીણ કોઇ છે કવિ, ઘડી આ ઘટના સૌ અવનવી;
મહામુનિ નારદ શારદ મોહ્યા, કોણ માત્ર માનવી. ઘડી૦
લક્ષ કરો પણ લક્ષ્ય ન લાવો; અકલિત ગતિ માનવી. ઘડી૦
ચક્ષે જોઇ વિલક્ષણ લક્ષણ, ચિત્ત ચટપટી થવી. ઘડી૦
ક્યાં ? રહી કેમ કરે શી ? ચમત્કૃતિ, કહોં શકશે શું ? રવિ.
ભભકે હુબકી ભાન ભૂલી નર, ભટકે ભવ અટવી. ઘડી૦
મોહન મન વશકારી ભારી, એજ ખરો અનુભવી; ઘડી૦
અનુપમ એ ઇશ કવિ, ઘડી આ ઘટના સૌ અવનવી. પ્ર. ૧૮

---

## આશ્રયની અગત્યતા.

ભૈરવ. ત્રિતાલ.

આશ્રય વિણુ કોઇ ન સોહાયે;
રવિ જોઈ કમલ ખિલતું જાયે. આશ્રય૦

વાડ થકી વેલી પોષાયે,
પંડિત પરશ્લાઘે પંકાયે. આશ્રય૦

રજની ચન્દ્રવડે રઢિયાળી;
ધારથકી પાળી રૂપાળી. આશ્રય૦
ભલિ ભાસે ભોજનથી થાળી;
માળીથી વાડી હરિયાળી. આશ્રય૦ ૧૯

## મનુષ્ય જન્મનું સાફલ્ય

પ્રભાત, ત્રિતાલ.

ધન્ય મનુજ દેહ નેહ, પ્રભુપદે પળે.
ભાવિ ભટકવું ભવા–ટવી વિષે ખળે. ધન્ય૦

પુણ્ય ઉદય થયે સર્વ, સાધનો ફળે;
અમૂલ્ય ને અતૂલ સ્વર્ગનાં સુખો ઢળે. ધન્ય૦

વિવિધ યોનિમાં વસી સૌ, કષ્ટમાં કળે;
મ્હેર જો કરે મહેશ, બ્હાર નીકળે. ધન્ય૦

વિચારી ધારી જો તું વીર, આ સમે વળે,
મોહને અહાથી લોભ, મોક્ષ ના મળે. ધન્ય૦ ૨૦

૧૪

## રામનામનો અલભ્ય લાભ.

પ્રભાત, ત્રિતાલ.

આમશે ? આળસે આળસે આળસુ, કાળની જ્વાળ છે છેક પાસે;
રામના નામમાં કામ ના દામનું, લાભ તેવો લેહેને ઉલાસે.
ચામનો ગર્વ તું વ્યર્થ ના લાવતાં, સાર્થ થાને સકલ અર્થ સાધી;
હામથી અન્તરૂ અજ્ઞાનનાં ધ્વાન્તને, જ્ઞાનના ભાનુએ નિત્ય બાધી.
આમશે ?
જો વિવેક પ્રકાશે સદા બ્રહ્મને, નિત્ય જેને વિવેકી કહે છે;
પથ્ય પાળી કથેલાં રુડાં શાસ્ત્રમાં, સત્ય નિઃશ્રેયનો પન્થ તે છે.
આમશે ?
દેહ એ ગેહમાં જેહનો વાસ છે, તેહને ન્યાળતું નેહ આણી;
તત્ત્વદર્શી થશે વેગથી વિશ્વમાં, સુકિતથી મુકિત દાતાર જાણી.
આમશે ?
મોહને દ્રોહ ના દાખવી કોઇમાં, રાખવું સામ્ય સંસાર મધ્યે;
કામક્રોધાદિ જીતી જગે જમ્પવું, જે થકી ના જવું જન્મ મર્ત્યે.
આમશે ? ૨૧

## જ્ઞાન ભાનુનો પ્રકાશ.

ભૈરવી, ત્રિતાલ.

જ્ઞાન ભાનુ ઉદય થાય. (૨)
અન્ધકાર આ પળાય. જ્ઞાન૦

શ્યામવર્ણું જે અજ્ઞાન, રૂપ રાત્રિ તે ન ક્યાંય;
કામ ક્રોધ લોભ મોહ; ચપળ ચોર ચેતી જાય. જ્ઞાન૦

શોક ને સન્તાપ કેરી, લેશ જ્યાં ન પડતી છાંય;
સત્ય સ્વરૂપનો પ્રકાશ, સ્નેહથી સદા ભળાય. જ્ઞાન૦

પ્રિય કે અપ્રિય પામી, રાગ દ્વેષ ના સજાય;
વૃત્તિના વિરામ સહિત, મન હરિપદ કમલ ધ્યાય. જ્ઞાન૦

બુદ્ધિરૂપ કિરણ સ્ફુરણ, સ્વર્ણ વર્ણથી સોહાય;
દિવ્ય યોગ દેખી દૃષ્ટે, મોહન મનશું મલકાય. જ્ઞાન૦ ૨૨

## પ્યારા પ્રભુને પ્રણામ.

ભૈરવી, ત્રિતાલ.

પ્રીતેથી કરૂં પ્યારા પ્રભુ હું પ્રણામ, (૨)
પ્રણામ, પ્રણામ, પ્રણામ, પ્રણામ. પ્રીતેથી૦

અધર મુરલીધર, મનહર સુન્દિર;
અવિચલ શાન્તિકર, નૌતમ નટવર;
વિશ્વંભર નિત્ય રટું તુજ નામ. પ્રીતેથી૦ ૨૩

## વિયોગિની વૃત્તિનો વિલાપ.

ભૈરવી, ત્રિતાલ.

નાથ આવો ન હુંથી રિસાઓ; (૨)
મારા અન્તર આધાર આપ કહાવો. નાથ૦
સાખી—આશા ના ઉર રાખશો, અલગ થવાની લેશ;
ભલે તેમ કરવું હતું, ભજ્યો તો શિદ વેષ;
ના સિધાવો, કરિયે દાવો, તમથી લ્હાવો લઇયે
આવો. નાથ૦ ૨૪

## કેશવ કૃપાની યાચના.

ધન્યાશ્રી, ત્રિતાલી.

કરુણાકર કિરતાર, કેશવ કરુણાકર કિરતાર; (૨)
આપ તણો આધાર, કેશવ કરુણાકર કિરતાર. કરુણા૦
જ્ઞાન પ્રભા પ્રકટાવી અન્તર, તિમિર દૂરકનાર, કેશવ,

તાપ ત્રિવિધિથી મુક્ત કરીને પાપ સકલ હરનાર; કેશવ.
શાસ્ત્રશ્રુતિ સ્મૃતિવેદ પુરાણો, પઠનતણો નહિ પાર કેશવ,
શ્રેષ્ઠ સકલથી આપ અનુગ્રહ, જેથી શુભ સંસ્કાર, કેશવ,
ધ્રુવસમ અધ્રુવત્યાગી પામ્યા, ઉત્તમપદ નિરધાર, કેશવ,
ભક્તિભાવથી શક્તિ વધારી, સધાય સૌ અધિકાર, કેશવ
વિશ્વ વૃક્ષતણું મૂળ માયા, તેના વિવિધ વિકાર, કેશવ,
મોહનમિત્ર ખરો આપદ્‌માં, એકજ તું અવિકાર, કેશવ, ૨૫

---

## પ્રભુ પદપંકજવાસી થવા

ધન્યાશ્રી ત્રિતાલ.

પ્રભુપદ પંકજ વાસી, હો પ્રિય ? પ્રભુપદપંકજવાસી, (૨)
મન ? મધુકર મદવાસી, હોપ્રિય ? પ્રભુ પદપંકજ વાસી પ્રભુ,
સજતાં ઉત્તમ ગન્ધ અનુગ્રહ, પૂર્ણ રહીશ પ્રકાશી, હો પ્રિય
જ્ઞાન સુધારસ પાન સુખાસ્પદ, સેવી લેવી ઉદાસી હો પ્રિય
વ્યસન વિશેષન વળગે વપુને, એક વ્યસન અવિનાશી હો પ્રિય
મોહન તનુ મન્દિરમાં રમતાં, શમતી લક્ષચોરાશી હો પ્રિય

---

## આપ આપનું શોધવા વિષે.

ધન્યાશ્રી. ત્રિતાલ

આપે આપનું શોધ, જીવતું આપે આપનું શોધ (૨)
ઈતરને શું બોધ્ય, જીવતું આપે આપનું શોધ આપે
કહે કોઈને ક્ષમા આપવા, પણ નિજ અન્તર ક્રોધ, જીવતુ,
વઢતાં વારે કોને પોતે, જાણે જબરો જોધ, જીવ તું.
રોકે કો વિપરીત વદે તો, છે તુજ વાણી વિરોધ. જીવ તું.
અમિદૃષ્ટે જોવા સૂચવે છે, તું કેવળ વિષધોધ, જીવ તું.
જન્તુ પર સજોરે'મ જણાવે, મારી માણે મોદ. જીવ તું.
મોહ ન ધરવા વાત કરે તો, તુંમાં તે ઓતપ્રોત. જીવ તું.

---

## નારાયણ સ્મરણ કરવા વિષે.

ધન્યાશ્રી. ત્રિતાલ.

લેવું નારાયણ નામ, નિશદિન લેવું નારાયણ નામ; લેવું.
કરતાં કામ તમામ, નિશદિન લેવું નારાયણ નામ. લેવું.
પૈસો કે પાઈ ના બેસે, કાંઈ જેમાં દામ. નિશદિન.

નિશ્ચય નિર્ભય નિત્ય નિરામય, મેળવવા સુખધામ. નિશદિન.
ભવસાગર તરવા ભય હરવા, ધરવા હૃદયે હામ. ,,
મોહન મેલી કુથલી કરવી, ઠાલી ઠામે ઠામ. ,, ૨૮

---

## વિષમ વાટનો ઘાટ.

જીલ્લા મિશ્ર ધન્યાશ્રી. ત્રિતાલ.

વસમી આ વાટેરે; ભોમિયો જો ના જડેરે; (૨)
તો અન્ધારી રાતેરે, મુસાફર આથડેરે; વસમી.

વન અતિ વિકટ નિકટ જણાય;
વિધવિધ વાતેરે; ભારે ભયમાં પડેરે;
તનમન હામ ન કામની કાંય. વસમી.

જલકે સ્થલ ન જ્યાંહિ જણાય.
અતિશે ઉચાટેરે; આડે અવળે ચડે રે;
કળવિણુ કાંપે થરથર કાય, વસમી.

હિંસક પશુના શબ્દ શુણાય,
કાળજું તે કાટેરે, કારમી ચીસો વડેરે;
શિયાળોની ફાળો શું કહી જાય. વસમી.

વ્યાલો આવી વિશેષમાં અટવાય;
જવું જીવ સાટેરે, કર્મ ગતિ લડેરે;

દિશા સહુ શૂન્ય સમ સમજાય. વસમી.

દુર્ઘટતા ટાળક એક ઉપાય.
સુખશાન્તિ માટે રે, સધાતાં ન કો નડે રે;
આવે નહિ આગળ એક અપાય. વસમી.

પ્રભુ કૃપારૂપી વૃષ્ટિ થાય,
ઉપદ્રવો સાથેરે, સૌશમતા પદેરે;
મોહન મહેર એ શુભ સ્હાય. વસમી. ૨૯

---

## પ્રેમીના પ્રલાપ.

આશાવરી. ત્રિતાલ.

પ્રભુ રે'મ કેમ ના કરો; હું પ્રેમી બન્યો; (૨)
કહે લોક લાખ વાત પણ, ન શબ્દ મેં શુણ્યો. પ્રભુ.

સાખી.

પ્રયાસ પૂર્ણ કર્યો અહિં, મેળવવાને સાર;
પણ ના વસ્તુ જડી કંઇ, ઉપજ્યો અતિ ધિક્કાર.
વારવાર કરી વિચાર, વારી વૃત્તિ હું વળ્યો;
વિપદ હરણ, આપ ચરણ, શરણમાંહિ હું ઢળ્યો.
હું પ્રેમી બન્યો.

સાખી.

જોયું જગત ફરી ફરી, કરતાં દૃષ્ટિપ્રસાર;
વ્યાપક સઘળે આપ છો, એજ થયું નિરધાર.
ભાવનાવ ત્વરિત તરતું, દરતું ના ભવાબ્ધિ માંહ્ય;
મોહન કરી નિશ્ચે નામ, આપનું સ્મરે સદાય.
પ્રેમી બન્યો. ૩૦

## જીવન જાળવવા વિષે.

આશાવરી. ત્રિતાલ.

જાળવો જીવન જરા, વ્યર્થ વિતાવો શાને; (૨)
વ્યર્થ વિતાવો શાને, વહી શુભ ખાને પાને. જાળવો.
ચઢી વેગીં મન વિમાને, વિશેષે વિષયોને સ્થાને.
જઇ માને કે અપમાને, રહો મોજે માની મજાને. જાળવો.
જુઓ ના અધર્મ્ય કશાને, ખુઓ આ તનુ ખાલી બ્હાને.
રૂઓ રંક થૈ અવસાને, કહો દેવ લાવો દયાને. જાળવો.
ધીરજે ધરીને ધ્યાને; ગુરુ શાસ્ત્ર કહે તે દિશાને;
કરી દૃષ્ટિ સ્પષ્ટ નિસાને, વળી ટાળો દુઃખી દશાને. જાળવો.
રચી પન્થ જુદા જુદાને; ભૂલો કેમ સાચા મુદ્દાને;
મોહન પ્રભુ ગુણ ગાને, રાચી સુખ શાન્તિ પ્રમાણે. જાળવો.

## ગોવિન્દના ગુણ ગાવા વિષે.

સારંગ. ત્રિતાલ.

જાજારે; જગદીશ જપ્યા નહિ જરી જગમાં; (૨)
ગા ગારે; ગોવિન્દ ઘડી આખર લગમાં; જાજારે.

ખેલ વિષે ખપિયું બાલાપણ,
વિષય વિલાસે વિકસ્યું યૌવન;
શિથિલ થયું વૃદ્ધપણે આ તન.

ભા ભારે, ભવભ્રમ ભુલી જા શુદ્ધ મારગમાં;
થા થારે, સ્થિર નરવર પામી અભિદ્દગમાં. જા જારે. ૩૨

## વાણી વશીકરણી છે.

પીલુ. તાલ દીપચન્દી.

વદજો મિત્ર ? મધુરી વાણી.
વિશ્વ વિષે વશી-કરણી પ્રમાણી. વદજો.
સમ સર્વત્ર ગણીને પ્રાણી;
નિખિલ નયનથી, નિજરૂપ નાણી. વદજો.

જન મન જૂદાં, જરિયે ન જાણી;
અન્તર પ્રેમ અધિકો આણી. વદજો.
મોહ ન ધરતાં, મતિ અતિ શાણી;
ગતિ શુભ આદરશો; સુખ માણી. વદજો. ૩૩

---

## વિભુને વિજ્ઞપ્તિ.

ભીમપલાસ. ત્રિતાલ.

આપો આપ, મતિ અપાપ અચલ શ્રીહરિ. (૨)
કાપો ક્લેશ દ્વેષ; ત્રિવિધિ તાપને હરી. આપો.
ખચીત તનુ અતનુ વિકાર;
દુઃખ અપરિમિત દેનાર;
કરો તેથી વ્હાર; હૃદયમાં દયા ધરી.
જન્મ મરણુ જે પ્રકાર; હોય ના ફરી. આપો.
સ્થાપો સુચિર શાન્તિ સદા; ભ્રાન્તિ દૂર કરી;
જ્ઞાન અંજન અવિકાર;
દોષદૃષ્ટિ ટાળનાર;
નાખો નાથ નયનદ્વાર; ભાસજો જરી;
વ્યાપક ઘટ ઘટ પ્રકટ, ન વિકટતા વરી. આપો. ૩૪

---

## માયાની છાયા.

પદ કાઠીઆવાડી તાલ દીપચન્દી.

માયાની છે છાયા જ્યાં ત્યાં કાયા કુંઠિત થાય;
લાલચમાં લપટાયા જીવ આ જાય. માયાની.
એકના અનેક ચાહ્યા, પદાર્થો તેવા રચાયા;
પ્રભુની પ્રકૃતિથી સૌ પ્રકટ જણાય, લાલચમાં; માયાની,-
જગજંજાળે જોડાયા; મર્મમાં મુઝાયા ડાહ્યા;
ભલાભલા ભ્રમમાંહિ ભૂલીને ભરમાય; લાલચમાં; માયાની,-
ધન માટે ધન્ધે ધાયા, સુખ સાટે કંઇ સપડાયા;
કાન્તાનાં નયન કમલે નર ભ્રમર ગુંથાય; લાલચમાં; માયાની;-
મૂળ મોહન જગરાયા; ગુણીજને જેને ગાયા;
તેને શોધી તત્પર થાતાં દુ:ખ દૂર પળાય; લાલચમાં,
માયાની;-૩૫

---

## અનુભવીના ઉદ્ગાર.

ભજન. તાલ દીપચન્દી.

નિજગુરુનો આદેશ; ભુલશો નહિ લવલેશ;
નહિ તો ચૂકશો આ દેશ; ભવ ભટકણુ ભારે....જી (૨)

સુન્દિર સજીને તન વેષ; સરસ સુધારીને કેસ;
ફરતાં બની અતિ બેશ; ભવ ભટકણુ ભારે....જી; નિજ,-
હોયે વૈભવો વિશેષ; પણુ જ્યાં જીવનના શેષ;
-ત્યાં તે ભોગવે નરેશ; ભવ ભટકણુ ભારે....જી; નિજ;-
અન્તર કરીને પ્રવેશ; જોતાં જગ દેહ દેશ;
સમજાયે છે સુખ નિમેષ; ભવ ભટકણુ ભારે....જી; નિજ;-
મોહન રુડો એ ઉપદેશ; કરવો કહિયે ન કલેશ;
ધરવો કોઇપર ના દ્વેષ; ભવ ભટકણુ (નારહે)....જી; નિજ;-૩૬.

---

## भाषा प्रबन्ध.

---

### कल्याण.

### ताल ध्रुपद.

शरनदा......सो दीन दयाल (२)
हे कृपाल कंसकाल; नन्दबाल विश्वपाल,
चरन रा......सो दीनदयाल; शरन;-
सच्चिति सुखघन मुकुन्द, अनुपम आनन्दकन्द;
तरन भा......सो दीनदयाल शरन.—१

---

## केशव कीर्तन.

स्वमाच, ठुमरी

कमल नयन कमलानन केशव,
चरन कमलमें चित्त धरोरे. (२)
जगत जनम जन लेकर जाना,
मात तात सुत कोन खरोरे. कमल;—
सम्पति सब सुपना सम समजो,
मेरी तेरी काहे करोरे. कमल;—
मोहन मनसे दूर रहे तब तक,
भवपार हो कैसे तरोरे. कमल, २.

---

## ज्ञान होरी.

काफी होरी, ताल दीपचन्दी.

अनुपम अवसर आयो, बसन्त दिगन्तर घायो अनुपम;—
जलरही झगमग ज्योत हृदयमें, होरी नाम धरायो;
आतमवृत्ति हिलमिल खेलत, रागरंग उरायो,
मनमल सबको हरायो, अनुपम,—
रति रहीताको चरन शरनमें, ज्यासों तृप्ति लहायो.

रमण भ्रमण सब छोड दिये अब, क्रम झट उलट सहायो;
मोहन माधव चहायो; अनुपम. ३

## मोहनमिलन.

भालकोष. त्रिताल.

क्या कहना अज्ञानी जनको.,
ज्याको आश्रय हय जग जनको, क्या;-
सन्ताप अमाप निवारनको;
मद मत्सर मोह विद्दारनको; क्या;-
अति दुःखद शोक बुझावनको;
अरु काम क्रोध सब मारनको. क्या;-
धारत संसारे द्रोह न को,
मिल आवत सोहि मोहनको. क्या, ४.

## सन्तसमागम.

धन्याश्री. त्रिताल.

सन्त समागम कीजे, साधु सन्त समागम कीजे. (२)
अचल अखण्डित अजर अमरकर, ज्ञान सुधारस पीजे. साधुः
नरहरिसों शुभ नेह लगाके, नाम निरन्तर लीजे. साधु०

दिलसें दीन दुःखीजन देखत, दान दयाको दीजे. साधु०
प्रेमीजन मन मोहन धारत, प्रभुपद प्रेमसों रीझे. साधु० ५

## आत्म वीचार.

गोडी त्रिताल.

अजर-अमर अविनाशी, सुमर नर अजर अमर अविनाशी.
शेष सहस्र वदनसोंगावत, ध्यावत पद सुखराशि,
पार न पावत नारद शारद, इन्द्र अमरपुरवासी. सुमर०
विजय वरद विभु विश्व व्यापक, विघा विशेष विनाशी, सु०
होवत चिन्मय प्रथित सकलमें, प्रभुपद प्रेम विलासी, सु० ६

## दुहा.

अज्ञानी मति मन्द जन, काहे करत विलाप,
त्रिविध ताप सन्तप्त सब, तृप्त बनत हय आप. ७
श्री हरि चरन सरोजमें, शरन लियो शुभ आप,
होवत दूर दयालके, प्रतापसे परिताप. ८
जानो यह संसारमें, दगा सगा नहि कीसिका,
त्यागे पाया हरिहीरा, सफल भव हय ईसिका. ९

# ભાગ ૨ જો.

## ગઝલ સંગ્રહ.

### ગઝલમાં ગુલતાન.

ગઝલ.

ગઝલમાં હું હતો ગુલતાન, ભૂલું છું કેમ તેનું ભાન;
પડયો કૈં છન્દમાં પ્રીતે, ભજું તેને ભલી રીતે.

મને છે એ અતિ વ્હાલી, જતામાં જો લઉં ઝાલી;
અરે ? એ આવતી ચાલી, ભરીને પ્રેમરસ પ્યાલી.

પિવાડે છે મને પોતે, રિસાયે ના ગ્રહું જો તે;
મધુરી સ્વાદ તે આપે, હૃદયમાં શાન્તિને સ્થાપે.

ખુશીથી પી પિવાડીશું, નજર છે આમ આડીશું ?;
મજાનો ખોલશો લૈને, મજાનું મૂલ કહોં દૈને.

કરે કારીગરો કિમ્મત, બીજાની લેશ ના હિમ્મત;
હશે જો આપને સમ્મત, ધણી તો આપશે ગમ્મત.

વધુ શું હું વદું વાણી, બધું સંક્ષેપમાં જાણી;
ઉરે ઉલ્લાસને આણી, જુઓ મિજલસ વિષે નાણી.

ખુબીથી ખાસ ખેલે છે, રુડા એ રંગ રેલે છે;
મનોહર મોહ મે'લે છે, પછી કે કયાંય ઃહેલે છે.

કહી છે મોહને તેવી. જણાયે જગ્તમાં જેવી;
મનાયે મોજની દેવી, સુખેથી સર્વ હયો સેવી. ૧

## ખન્તનો અંત એકજ છે.

ખરા ખોટા તણા ખ્યાલે, ખલક ખૂબ ખન્ત લે ખાલી.
ઝડપવાને ઝડપ ઝાઝી, જણાવે જો લઉં ઝાલી;

છતાં છગડગ છવાયે છે, છતાનો છે નહીં છેડો.
કળા એ કોણ કળનારો, કહો કેવળ કરી કેડો;

ગજા વિણ ગોતવા જાતાં, ગહન ગમગીનીમાં ગર્કે.
તપાસે તીર તરફડતાં, તણાતો તોય તે તર્કે;

ન નાણ્યું નીરકે નાવિક, નજર વિણ નીરમાં નાસી.
અજાણ્યા આથડયા અન્તે, અચાનક આવી ઓદાસી;

ઘટે ના ઘોષ ગુંચવણમાં, ઘડયો જે ઘાટ ઘનશ્યામે.
સહેવું શાણપણ સેવી, સજાતાં સર્વ હૈ સામે;

દશા ક્યાં ? દૈવના દિલમાં, દયાનો દાખલો દેતી.
ચડાવે ચિત્ત ચગડોળે, ચતુરને ચાલવું ચેતી;
ધર્યા ના ધર્મના ધારા, ધ્રુજારાથી ધડકવાના.
ભરૂસો ભાળવી ભાડે, ભયે ભારે ભડકવાના;
પરાણે પન્થમાં પ્રીતિ, પરોવી પાર પડવાને.
મળે તો મિત્ર મોહન છે, સળગકળ એ મરડવાને. ૨

---

## વ્રથા અપવાદ શામાટે ?

ગઝલ.

અમારૂં આ તમારૂં આ, કહો છો એમ શામાટે ?
તમારૂં તે તમારૂં છે, ભૂલો છો આમ શામાટે ?
કરે જે કામ કુદરત તે, નકામું હોય શામાટે ?
પડી પલટાય પાસો તો, ડરો છો તેથીં શામાટે ?
ફરે છે ચક્ર રથનું તે, સ્થિતિ ત્યાં ક્લેશ શામાટે ?
નિયમ એ વિશ્વના ચક્રે, દુ:ખી તો લેશ શામાટે ?
હતું તે છે ગયું આજે, થવામાં વાર શામાટે ?
અધીરા થૈ અગમથી કૈ, જણાવો સાર શામાટે ?
“नवंगुप्त प्रकर्त्तव्यम्”, વદે છે શાસ્ત્ર શામાટે ?
વિચારી મન્ત્ર એ રીતે, બનો ના સ્વસ્થ શામાટે ?

સધાયે સ્વાસ્થ્યથી સુખ સૌ, સજો ના સમ્પ શામાટે ?
ખરૂં એ મૂળ ઉન્નતિનું, સુદૃઢ તો કમ્પ શામાટે ?
રહો છો કલ્પ વૃક્ષે ત્યાં, સહો સન્તાપ શામાટે ?
લૂંટારૂ લૂટતાં થાકે, ગણો છો માપ શામાટે ?
પિતાને પુત્રની ચિંતા, પછી ફરિયાદ શામાટે ?
કર્યું છે મોહને ગમતું, વ્રથા અપવાદ શામાટે ? ૩

---

## જમાનાનો નમૂનો છે.

ગઝલ.

નવાઈ શી તમે નાણો, જમાનો આ ન જૂનો છે;
નથી કૈં કોઇનો ગૂન્હો, જમાનાનો નમૂનો છે.
હતી ભારતભૂમિ રસ બસ, ગયો તેમાંથી સઘળો કસ;
બરાબર સૌ બન્યા પરવશ, જમાનાનો નમૂનો છે.
રહે લક્ષ્મી પટન્તર જ્યાં, ઉઘાડી આજ થઇ છે ત્યાં;
હવે છે ગુપ્ત કોનું કયાં ? જમાનાનો નમૂનો છે.
બધા દેશો અને જીલ્લા, નગરના કોટને કિલ્લા;
જણાયે આજ તે ખુલ્લા, જમાનાનો નમૂનો છે.
સ્વદેશે શૂન્યતા ભાસે, વિદેશી વસ્તુઓ વાસે;
વળી શ્રી તે ભણી નાસે, જમાનાનો નમૂનો છે.

ભલે હો પાંચ દશ પેમેન્ટ, ધરે છે કોટ કૉલર પેન્ટ;
લગાડે છે લવન્ડર સેન્ટ, જમાનાનો નમૂનો છે.
વધારે વાળને ઓળે, સુગન્ધી તેલ તે ઢોળે;
ચઢયે ચશ્માં નજર ખોલે, જમાનાનો નમૂનો છે.
મળી બુટ છત્રી ને સ્ટિકનો, ખર્ચ છે ધોબી નાપિકનો;
રુપૈયા પાંચ માસિકનો, જમાનાનો નમૂનો છે.
વળે ઘૃતપાત્ર તો વાંકું, સબન્ધી રોકતા નાકું;
ચહાને તીવ્ર તમ્બાકુ, જમાનાનો નમૂનો છે.
જરૂર જગમાં જનો જમ્પે, કુસમ્પી હોય તો કમ્પે;
સુધારામાં સદા સમ્પે, જમાનાનો નમૂનો છે.
સુધારો આપણે લેતા, કુધારો વૃદ્ધ તે કહેતા;
વધારો વાસથી રહેતા, જમાનાનો નમૂનો છે.
ત્યજીના મોહને મમતા, ભલે વેદાન્તમાં રમતા;
ભોગવે ભોગ મનગમતા, જમાનાનો નમૂનો છે. ૪

## સકલ પલટયું નકલ માંહિ.

ગઝલ.

સુણો બે શબ્દ શાન્તિથી, જરા મન રીસ ના લાવો,
મૂળો ઊંડાં ગયાં બાઝી, તમે ત્યાં શી રીતે ફાવો.

તમે જે મૂળ ધારો તે, ઉપાધી બાહ્યની ગ્રાહી,
અકલ કૈં ઈશની ગતિયે, સકલ પલટયું નકલ માંહિ.

દુખે છે પેટ માથાની, દવા જો વૈદ આપે છે,
નકામી જાય છે જાણો, નહીં તે દર્દ કાપે છે.
અરે ? અફસોસ કયાં ? ઓછો, ખરેખર મોહને સાહી,
અકલ કૈં ઇશની ગતિયે ? સકલ પલટયું નકલ માંહિ.

નિદ્રાને લક્ષ્ય દૈને જો, સુધાને છાંટશો અન્તર,
અધાને શાન્તિ સમજાતાં, અવશ્યે ભાગશે અન્તર.
ગઇ ગાયો ઘણી કયાં ? જે, હતી પૂર્વે પયો વાહી.
અકલ કૈંઈ ઇશની ગતિયે, સકલ પલટયું નકલ માંહિ.

ચહા તમ્બાકુ બે કળતાં, કળીના કાળમાં દેવી,
ભલે મારે ભલે તારે, છતાં તેને સુખે સેવી.
અભાવે દુધને ઘીના, સદા સત્કારમાં ચાહી,
અકલ કૈં ઇશની ગતિયે, સકલ પલટયું નકલ માંહિ.

મધુર મધુસ્થાનમાં, મદ્યે મચાવ્યો જંગ અત્યારે.
નિશા નાખી હજારોપર, ગુજાર્યો, જૂલ્મ છે ભારે.
રહે ક્ષણુ મસ્ત કુસ્તીમાં, વળી વાતો કરે ડાહી.
અકલ કૈં ઇશની ગતિયે, સકલ પલટયું નકલ માંહિ.
ઉપાધિ બાહ્યની કહેવી, કથી અન્તર તણી એ તો,
થતા વ્યાધિ ઘણા તેથી, સુખી તેને ત્યજી દે તો.

ભગંદર કે કઠોદર કે, ક્ષયે કૈં જાય સૂકાઈ.
અકલ કૈં ઇશની ગતિયે, સકલ પલટયું નકલ માંહિ.

પહેરે પાદ ભૂષણુ ત્યાં, ગમે ગેટર્સ ઘણાં આજે,
કટિનાં ભૂષણો ભૂલ્યા, ચળકતા ચાંદને કાજે.
કર્યાં કંઠાભરણુ કોરે, સજી કોલરની સખ્તાઇ,
અકલ કૈં ઈશની ગતિયે, સકલ પલટયું નકલ માંહિ.

મૂકી સુન્દિર શિરત્રાણો, ધરી ટોપી ટકાનીને,
મજાની મંકિ કેપો થઇ, ન બાંધે કો બુકાનીને,
ગીરા ગીર્વાણુ ગાજે ત્યાં, અહા ઈંગ્લિશ અથડાઇ,
અકલ કૈં ઈશની ગતિયે, સકલ પલટયું નકલ માંહિ.

સ્વરાજ્ય પ્રાપ્તિનું તાળું, નકલ કુંચી થકી વાસ્યું,
ખરી ખન્તેજ ખોલાયે. મુશીબતથી ભર્યું ભાસ્યું.
નકલ તેમાં નિહાળી કૈં, ઉઘડશે અક્કલે ભાઇ,
અકલ કૈં ઇશની ગતિયે, સકલ પલટયું નકલ માંહિ.

નકલમાં નાશ અક્કલનો, થશે તો હારશો બાજી,
જગે જે પન્થ ચાલે તે, કહો છો કેમ હા હાજી.
વિચારો મોહને છોડી, ઉદય કયાં ? આમ છે જ્યાંહિ.
અકલ કૈં ઇશને ગતિયે, સકલ પલટયું નકલ માંહિ. ૫.

૩૬

# વિદેશી વસ્તુમાં વિશેષ વ્હાલ.

ગઝલ.

અમારા કાચના પ્યાલા, કનકથી કિમ્મતી ઝાઝા;
ભરી તે ચાહથી ચાહી, બનો સૌ બન્ધુ પી તાજા.

ઉડાડે ઊંઘ ને સુસ્તી, મટાડે પેટની બાદી;
જમાનાના ખજાનામાં, ખુશીથી રાખશો યાદી;

કલાકોના કલાકો કૈં, વિતાવે સેવતાં એવી;
નહીં ખાવા તણી પરવા, જુઓ જગ જાગતી દેવી.

અપર દેવી તમાકુ તે, સહાયે સહચરી તેની;
પીએ ખાયે સુંઘે કોઈ, મનાયે માન્યતા એની;

બધાને બાંધ્યાં છે કંઠી, બરાબર બન્ધને નાખી.
હજારો સેંકડોમાંથી; હશે કોઈ કદી બાકી;

ખરીદી કાચનાં રાચો, ગુમાવ્યું ગર્થ ગુજરાતે;
ભૂલી જૈ ધાતુના ગુણને, બન્યા બેહાલ બહુ વાતે.

વિદેશી વાયરો વાતાં, રહ્યું નિજ ભાન ના કાંઇ.
થયાં બેશુદ્ધ તન, મન, ધન, હર્યું છે કાગળે ભાઈ;
સ્વધર્મે પ્રેમ ધારીને, સુધારી જીંદગી સારી;
વિચારી મોહને મિથ્યા, જુઓ કૈં શ્રેયની વારી.

૩૭

# સુધારાનો વધારો.

ગઝલ.

અમે કૉલેજમાં રહિશું, નવું નૉલેજ ત્યાં ગ્રહિશું;
ખુશીથી પાસ તો થઇશું, વિલાયત પાસ લૈ જઇશું.
મળે જ્યાં અક્ષરો મોટા; મઢેલા તે તણા ફોટા;
પછી ના કંઈ રહે તોટા, ઘણેરૂં દ્રવ્ય અહિં વહિશું;
લહી અન્તર જરા ના શેઈમ્; કહેશે મેમ્ સર આઈ કેઈમ્;
જણાવી જગ અવરકો નેઈમ્, ભલી ટીપાર્ટિઓ લઇશું-
કરે જો ન્યાત દૂર એટવન્સ, ગણે છે કોણ રે? નાન્સન્સ,
સુખેથી રાખશું સર્વન્ટ્સ, નહીં પરવા અમે કહિશું.
મજાની મેળવી મૉટર, ન માગે વહ્નિ કે વૉટર,
હસે સિસ્ટર અને ડૉટર, સગાં સૌ તે ત્યજી દઇશું.
થઇના મોજ શોખે લેઇડ્, સજીશું વેષ અપટુડેઇટ્,
વધુ વાતે વદીશું વેઇટ્ મગજમારી નહીં સહિશું
સુધારાનો વધારો આ અમોને પ્રાણુ પ્યારો જ્યાં.
સ્વધર્મે છે કુટારો ત્યાં જવા શિઘ્ર ચિત્તમાં ચહિશું.
ધરીને મોહને મિથ્યા ભલે માનો અમે જીત્યા.
અધર્મે અન્તમાં ચિન્તા સજી ના કેમ પસ્તઇશું. ૭

# નવા બર નામના કહાવે.

ગઝલ.

જૂનું તે જીંદગી ચાલે, નવું કૈં કામ ના આવે;
જગે ચાલું જમાનાના, નવા બર નામના કહાવે.
કબાટે કાચનાં રાચો, ભરેલાં ભાસતાં સુન્દર;
કળેકળ જુક્તિથી જોડી, જઇ જ્યાં ના શકે ઉન્દર.
છતાં છૂપાય તો કટકા, કરે દશ બાર કે પંદર;
પછી સન્ધાય ના સાન્ધ્યું, મળી કે મેળવો શુન્દર.
જુઓ જર્મન તણું સિલ્વર, જમાનાની નવી ચાંદી;
થતાં ખુરશી અને ટેબલ, જતાં તકીઆ અને ગાદી.
ખુટે દીવેલ દીવામાં, પૂરે તો થાય અજવાળું;
કળો હિચકોક કેન્ડલની, બગડતાં છે બધું કાળું.
ઈલેક્ટ્રીક, સાઇકલ, છાપે, છપાતા સાળુ ને વાયલ.
મુલાયન મોંઘો મલમલ તે; ગમે ના છીટડી છાયલ;
ખભાપર જે ખુંચે તેવી; ખમાયે શી રીતે ખાદી.
કસોનાં બંડી પ્હેરણની; હશે કૈં કોઇને યાદી;
વડિલને આપણા વૃદ્ધે; સુખી છે જીંદગી ગાળી;
પ્રથા આ મોહને ત્યાગી; રહો સૌ તે પ્રથા ઝાલી. ૮

૩૯

# નિઃસ્વાર્થ પરાયણ રહેવા વિષે.

ગઝલ.

બનો નિસ્વાર્થ બન્ધુઓ, બધેથી સ્વાર્થના સાધો,
તનેના તાજે રોજીમાં, પછીથી આવશે વાંધો;
પ્રપંચે પ્રાપ્ત વસ્તુ તે, પલકમાં પંચ લૂંટી લે,
પ્રભુના પન્થમાં પળતાં, ઉભા રહેવું મુખે વ્હીલે.

તમે નાહક સતાવો ના, નમીને ચાલનારાને,
ડુબાવી હક ડુભાવો ના, કદી કર ઝાલનારાને;
બને તો સ્હાય કરવી ને, બને ના તો રહો બેશી,
પરન્તુ પ્રીતની પાળી, ન ભોંકો પેટમાં પેશી.

ઉદય જો નાણુતા હો તો, વિચારો પુણ્ય પૂર્વનું,
નકામો દ્વેષ ના રાખો, ચહો સદ્દભાગ્ય સર્વનું;
દશાનનઃ કંસ ને કૌરવ, દશાનો દાખલો દેતા,
હતા શું? ને ગયા કેવા, જણાશે લક્ષ્યમાં લેતા.

ત્યજી પરમાર્થની પ્રીતિ, ઘણા એવા ગયા હારી,
તમારી તેમ મરજી તો; ઉઘાડી આ રહી બારી;
નિરન્તર મોહને મે'લી; પરસ્પર સ્નેહને રાખો,
મનુષ્યો કે પશુ પંખી; ભલું પ્રત્યેકનું તાકો. ૯

## ૪૦

# મળે ત્યાં શાન્તિ શી રીતે ?

ગઝલ.

મુકીને માન ને માઝા; કરે છે લોભ કો ઝાઝા,
ઉઘાડા ક્ષોભ દરવાજા; મળે ત્યાં શાંન્તિ શી રીતે ?
ઘટે છે દર્પ કન્દર્પે; કર્યા કૈં નષ્ટ એ સર્પે;
પ્રતિક્ષણ કાળજું કરપે; મળે ત્યાં શાન્તિ શી રીતે ?
અરે ક્રૂર અગ્નિ સમ ક્રોધે; લગાડી લ્હાય સદ્બોધે;
ખુણાને ખન્તથી શોધે; મળે ત્યાં શાન્તિ શી રીતે ?
પડે જો મોહની બેડી; લજાવે ધર્મની પેઢી;
મુકાવે માળને મેડી; મળે ત્યાં શાન્તિ શી રીતે ?
મદે સમ્પતિયો નાસે; બધે નિન્દા થતી ભાસે;
વધારિ વાત વિમાસે; મળે ત્યાં શાન્તિ શી રીતે ?
જણાઉં નિ:સ્પૃહી જાણી; કરે મત્સર કહિ પ્રાણી;
મિજાજી મૂર્ખ જનવાણી, મળે ત્યાં શાન્તિ શી રીતે ?
લહી અકેકને ચિત્તે; ગ્રહે જો સર્વ તે પ્રીતે;
અચિન્ત્યું એ પછી વીતે; મળે ત્યાં શાન્તિ શી રીતે ?
ચમત્કૃતિ મોહને કીધી, ચહી ચકે નહીં સીધી,
ત્યજી ના કોઇયે દીધી, મળે ત્યાં શાન્તિ શી રીતે ?

---

## ષડ્રિપુ સહવાસની યોજના.

મનહરછન્દ.

કામ સુખધામ રામનામ ને પ્રણામ માંહિ;
ક્રોધ તે ઇન્દ્રીય દમનનું ઠીક ઠામ છે.
લોભ લાખેણો લેખાય, તીર્થના પ્રસાદ માંહિ;
મોહ સજી સજ્જનમાં વૃત્તિનો વિરામ છે.
મદ હદમાંહિ હોય; કરો નહીં રદ કોય.
દુર્જનને દૂર કરવાની તેથી હામ છે.
અસાર આ સંસારનો તિરસ્કાર થવા માટે;
મત્સર મનાય ઉપયોગી ન હરામ છે. ૧૧

---

## યથા લાભ સંતોષ.

ગઝલ.

ઇરાદાએ ન આદરવું; કશું કહિ એ ઉરે ધરવું,
અનાયાસે મળી આવે, સુખે તેને રાદા સ્હાવે.
જરુરિયાતી જણાયે જો, પ્રભુથી પ્રાપ્ત થાયે તો;
પ્રભુને છે પડી ભારી, તુંથી ચિન્તા અરે ! તારી

હવેલી અન્યની સારી, નિહાળી ઝુંપડી ધારી.
ભલે તોડી કરે ન્યારી, તથાપિ તે ન મળનારી.
હશે જેનો અધિકારી, જગે જે તેજ જડનારી;
અવર વસ્તુ વિચરનારી, રહેવું મોહને વારી. ૧૨

---

## ગૃહસ્થાશ્રમ ઘણો સારો.

ગઝલ.

ખુશીથી જો મળે ખાવા, બનો તો બન્ધુ શે ? બાવા.
ગૃહે ગોવિન્દને ગાવા ગૃહસ્થાશ્રમ ઘણો સારો.
કરાવે છે બધે ક્રીડા. ખરે આ પેટની પીડા.
ઘડાઇને થવા રીઢા, ગૃહસ્થાશ્રમ ઘણોં સારો.
જગતમાં જન્મદાતાને, પિતા પ્રેમાળ માતાને,
ભૂલો ભ્રમથી ન ભ્રાતાને, ગૃહસ્થાશ્રમ ઘણો સારો.
કરી કોરે કુટુમ્બીને, ગ્રહી કરમાંહિ તુમ્બીને,
ચહો જો ચિત્ત કચુંબીને, ગૃહસ્થાશ્રમ ઘણો સારો.
કરીને ધર્મપર દૃષ્ટિ, વિચારો અન્તમાં કષ્ટિ;
अतो भ्रष्ट स्ततो भ्रष्ट :॥ ગૃહસ્થાશ્રમ ઘણો સારો,
ચતુર્થાશ્રમ તણા ધર્મે, મનાયે દોષ બહુ કર્મે,
રહેવું સંગથી શરમે, ગૃહસ્થાશ્રમ ઘણો સારો.

સજ્જને શાસ્ત્રની શ્રેણી, વડિલને વૃદ્ધની કહેણી,
રૂડી રાખી રહો રે'ણી, ગૃહસ્થાશ્રમ ઘણો સારો.
હરીને મોહને માયા, ધરીને શાન્તિની છાયા.
ઠરે છે લોકમાં ડાહ્યા, ગૃહસ્થાશ્રમ ઘણો સારો.

---

## સુખી સંસાર કેનો છે.

ગઝલ.

ગૃહસ્થાશ્રમ ગણે સારો, પરન્તુ દુઃખ દેનારો,
નહીં સુખનો કંઈ આરો, સુખી સંસાક કે'નો છે.
મહામાયા રૂપી વારિ, મગરમત્સ્યો મહા ભારી.
ઝડપતાં કો શકે વારી, સુખી સંસાર કે'નો છે.
વમળ વનિતારૂપી ભાસે, પડે તેનાં કમળ પાશે.
ફસાઇ ભાઇ વિમાસે, સુખી સંસાર કેંનો છે.
વિલક્ષણુ લક્ષ કોટીમાં, ખરી કે વાત ખોટીમાં,
તણાયે સૌ કસોટીમાં, સુખી સંસાર કે'નો છે. ૧૪

---

૪૪

## સુખી સંસાર તેનો છે.

ગઝલ.

અખંડાનન્દ આવાસે, પ્રજા બુદ્ધિ મતી પાસે;
રમા રમણીય સહવાસે, સુખી સંસાર તેનો છે.
વિપલ્ સમ્પદ્ વિષે કાચી, નહીં તો મિત્રતા સાચી.
સદા સ્નેહે રહે રાચી. સુખી સંસાર તેનો છે.
ગણી મા બેન એ રીતિ, પરસ્ત્રી મોહને જીતી;
જડે પત્ની વિષે પ્રીતિ, સુખી સંસાર તેનો છે.
કહેલું કાન ધરવામાં, કુશળ છે કામ કરવામાં,
ન ઉત્તર હુત દે સામા, સુખી સંસાર તેનો છે.
ગવાયે વાહવાહ ગાણું, રૂડું સચવાય જો ટાણું,
હશે જેની કને નાણું સુખી સંસાર તેનો છે.
કદી અતિથિ ગૃહે આવે, દઈને માન બોલાવે,
કરે આતિથ્ય સદ્ભાવે, સુખી સંસાર તેનો છે.
પરસ્પર પ્રેમ ઉપજાવે, યજે છે ઇશને દાવે.
ભજે ભોજન ભલાં ભાવે, સુખી સંસાર તેનો છે.
રહે છે મુક્ત જે શાપે, પરિતાપે અને પાપે,
અભય સત્સંગથી આપે, સુખી સંસાર તેનો છે.

## દશામાં વિષાદ.

ગઝલ.

દશા જ્યાં થાય છે દુશ્મન, કશાનો લાગ ના લેતો;
તૃષા ઝાઝી છતાં પાણી, ઢળે કોઈ પિવાડે તો.
મળે છે પાત્ર કાણું કે, વળે છે અંગુલી વાંકી;
યદિ કો રેડશે મુખમાં, કદિ તો તુર્ત દે ઢાંકી.
અરે ? માતાનું નિશ્ચે; છો, અપર માતા અમારી છે;
પિતાનો પ્રેમ સન્તાડે, દયા દિલમાં ન ધારી છે.
હશે વાત્સલ્ય ના તુંમાં, અમે પણ પ્રીતિ રાખીશું;
ગમે તેવાં ફલો આપે, લહીને મિષ્ટ ચાખીશું.
રહેજે તું સુખે સાથે, ઉરે ના લેશ લાવીશું;
હજારો યત્નથી અન્તે, થઇ આગળ બતાવીશું.
વળી જો મોહને પાશે, અમોને બાંધવા ધરિ;
ચલાવી મોહને સત્તા, કરી છે વ્હાર આ વારે.

---

## કહું શી કર્મની કહાણી.

ગઝલ.

ધરીને ધર્મમાં પ્રીતિ, રહ્યા સન્તાપને નાણી;
કદર કૈં કોઇના કરતું, કહું શી કર્મની કહાણી.

દિલાસો દે ન દાના કો, દુઃખીનાં દુઃખ લે તાણી;
ખુલાસો તો મળે કયાંથી, કહુ શી કર્મની કહાણી.

પિતા માતા તથા ભ્રાતા, સગાં સૌ સાથમાં જાણી;
વળી વનિતા ન સમ્પે ત્યાં, કહું શી કર્મની કહાણી.

અધિકારી ઉંચે બેસી, પ્રજાપર પ્રેમને આણી;
સુણે ના શબ્દ શાન્તિથી, કહુ શી કર્મની કહાણી.

ધની પાસે જઈ યાચે, ભિખારી કે ભલું પ્રાણી;
ન સામું તે જુએ જરિયે, કહું શી કર્મની કહાણી.

બતાવો સાધનો સુખનાં, ગુરુ પ્રત્યે વદે વાણી,
ન જોઈ તત્ત્વ કહેશે જા, કહું શી કર્મની કહાણી.

ત્યજી જન જંગલે જાવું, મળે ફલ ફૂલ ને પાણી;
પશુ હિંસક તણો ભય તો, કહું શી કર્મની કહાણી.

જવા દે મોહને મમતા, થવા દે વૃત્તિયો શાણી;
પ્રભુ પાદામ્બુજે પ્રેમે, કહીશું કર્મની કહાણી.

---

## હવે હું શું કરૂં ભાઇ.

ગઝલ.

દઈને હાથમાં તાળી, ગઈ આ જીંદગી ચાલી;
રહી તે તો નહીં ઝાલી, હવે હુ શું કરૂં ભાઇ.

ઉઠયો ત્યાંથી સૂતા સૂધી, કરી મેં ખટપટો ઊંધી;
થયો છું પાંગળો કૂદી, હવે હું શું કરૂં ભાઈ.

વિતાવી ખેલમાં બાળા, યુવાનીમાં કર્યાં ચાળા;
ગળે લાલા ખળે માળા, હવે હું શું કરૂં ભાઈ.

સજીને કાનમાં અત્તર, રહ્યો શ્રૃંગાર સેવીતર;
શુણુંના આપું શો ઉત્તર, હવે હું શું ? કરૂં ભાઈ.

નયનના નેહની પાકી, કરી મેં શોધ ના બાકી,
થઈ ગઈ દૃષ્ટિ જ્યાં ઝાંખી, હવે હું શું ? કરૂં ભાઈ.

ભર્યો ભંડાર તે આખો, ઉડાવ્યા હાથથી લાખો,
કરે સૌ સાથનાં સાખો, હવે હું શું ? કરૂં ભાઇ.

કહું હું મિત્રના દાવે, સમય જે જાય તે ના'વે;
મનુષ્યાદેહ પસ્તાવે, હવે હું શું ? કરૂં ભાઇ.

ઘડી બે મોહને મૂકી, મળ્યો તે લાગ ના ચુકી;
પ્રભુ પદ પ્રેમમાં ઝુકી, હવે તો હું ઠરૂં ભાઈ. ૧૮

---

## તો શું ?

ગઝલ.

વહ્યો જ્યાં સ્વાર્થ એ પ્રીતિ, કરી યા ના કરો તો શું ?
મટયો ના લોભ કે દીક્ષા, ધરી યા ના ધરી તો શું ?

વળી જો પીઅરે કન્યા, વરી યા ના વરી તો શું ?
થતી ખાલી ભલે કોઠી, ભરીયા ના ભરી તો શું ?
ચિતારે ચીતરેલી ગૌ. ચરી યા ના ચરી તો શું ?
બનાવી કાષ્ટની ઘોડી, ફરી યા ના ફરી તો શું ?
કદી કાગજ તણી હોડી, તરી યા ના તરી તો શું ?
ભજ્યા હરિ મોહને માયા, હરી યા ના હરી તો શું ?૧૯

---

## કિસ્મતની કસોટી.

ગઝલ.

હશે કિસ્મત વિષે જે તે, નહીં મિથ્યા થવાનું છે;
મળે છે ના મળેલું ને, મળેલું તે જવાનું છે.
પ્રતિક્ષણ હર્ષ ક્યાં ? વ્હેતો, અનુપમ પ્રેમ રાખીને;
જણાયે શોક ક્યાં ? કાયમ, જુઓને દ્રષ્ટિ નાખીને.
કળી કરમાય છે કુમળી, ખિલે છે કોઈ કરમાઇ;
નિયમ સંસાર વૃક્ષે એ, સજો સન્તાપશે ? ભાઇ.
કહે પ્રારબ્ધ કે કિસ્મત, કહે કોઇ પ્રબલ ભાવી;
ભલે ભાવે ન ભાવે પણ, ઉપાધિ ભોગવે આવી.
ઉદય ને અસ્ત હોયે છે, ખરે દિકકાલ વસ્તુનો;
સ્થિતિની ફેરફારીમાં, કહો કો'નો ગણો ગુન્હો.

સદા સુખ દુઃખને સ્હેવું, નહીં કંઈ કોઈને કહેવું;
ખુશીથી મોહને રહેવું, પ્રભુપદ પકજે બ્હેવું.

---

## હજુએ નિન્દ કાં આવે.

ગઝલ.

અવર છે પાન્થ કહેવાના, કદી અહીંના કદી ત્યાંના;
કહીશું તો ખોરા તેને, શશીને સૂર્ય એ બેને.
જતાં રજની દિવસ આવે. સમય તે સ્પષ્ટ સમજાવે.
ઉઠો ભ્રાતરૂ થયું પ્રાતરૂ, હજૂએ નિંદ કાં ? આવે.
વદો છો વાતમાં ડાહ્યું, કરે છે નિન્દ મન્દાયુ.
તમે તે પદ સુખે સ્હાયું; થશે તો શી રીતે ચાહ્યું;
જગતમાં જાગતો જીવે, ઉંઘે તે મૃત્યુને દાવે.
ઉઠો ભ્રાતરૂ થયું પ્રાતરૂ, હજૂએ નિન્દ કાં? આવે.
હતી લક્ષ્મી જહિં તહિં કંઇક? વહ્યો વાયુ ગયો તે કંઈ?
ચમકતી વીજળી ગઇ કંઈ ? ઉછળતા જલ તરંગો કંઇ ?
ચપળ તેવું જીવન આ વહીં, જશે તો હાથમાં નાવે;
ઉઠો ભ્રાતરૂ થયું પ્રાતરૂ, હજૂએ નિન્દ કાં ? આવે;
લૂંટી ચોરો ગયા ચારે, ઝલાયા નેક દરબારે;
ઉઘાડે આપને દ્વારે, થયો ઘોંઘાટ બહુ ભારે.

મને તો મોકલ્યો ત્યારે, દયાનાથે દયા ભાવે,
ઉઠો ભ્રાતરૂ થયું પ્રાતરૂ, હજૂએ નિન્દ કાં ? આવે.

તપાસો જૈ તિજોરીને, લિધો શો માલ ચોરીને;
બતાવો નોંધ દોરીને, કહી વાણી કઠોરીને,
ઘણું મારી ઠઠોરીને, અપાવે ન્યાયી તો ફાવે;
ઉઠો ભ્રાતરૂ થયું પ્રાતરૂ, હજૂએ નિન્દ કાં ? આવે.

છતા છો આપ હાજરને, છતાં ના જાળવ્યું જરને.
દઇએ દોષ શો પરને, પૂછી લ્યો આપ અન્તરને.
કરે હિમ્મત રૂપી શરને, સજો પડશો ન પસ્તાવે;
ઉઠો ભ્રાતરૂ થયું પ્રાતરૂ, હજૂએ નિન્દ કાં ? આવે.

વિલમ્બે કાર્ય લંબાયે, પ્રમાદે પામવું કયાં ? એ;
રહ્યું તે પણ વહ્યું જાયે, પછી કોને કહેવાયે.
ખરે દુર્દૈવ સમજાયે, દશાના દીશ દર્શાવે;
ઉઠો ભ્રાતરૂ થયું પ્રાતરૂ, હજૂએ નિન્દ કાં ? આવે;

નહોયે પાપ પાવનમાં, રહે તન્દ્રા નહીં તનમાં.
સદા સુખ શાન્તિ સદ્મનમાં, વિપદ્ વાદળ નચિદ્ ઘનમાં;
સમેટી મોહને ક્ષણમાં, કહ્યું કે કોઈ બોલાવે;
ઉઠો ભ્રાતરૂ થયું પ્રાતરૂ, હજૂએ નિન્દ કાં ? આવે. ૨૧

## ધીરજનું ફળ મિષ્ઠ.

ગઝલ.

સબૂરી રાખતાં ભાઇ, કદી મીઠી મજા માણો;
નહીં આશા જગે જેની, તમે તે નિશ્ચયે નાણો;
વિધાતાએ ઘડી જે છે, ઘડી તે જ્યાં લગી ના'વે;
ભલે કોઇ કરે સાહસ, તથાપિ લેશ ના ફાવે.
જવાની દુઃખની વેળા, થવાની છે સુખાકારી;
સકલનું મૂળ જાણીને, રુડી શ્રદ્ધા રહોધારી.
સ્થિતિ કાયમ નહીં કોની, વિચારી મોહને વારી;
સજો શાન્તિ હૃદયમાંહીં સદા એ શ્રેય કરનારી. ૨૨

## મોસમનો મહિમા.

ગઝલ.

ગણી ત્રણ વર્ષની મોસમ, ઘણી તે કામમાં આવે;
ગરીબોને રિઝાવે છે, ગૃહસ્થોને ભલી ભાવે.
ચહે સૌ ચિત્ત ચોમાસું, જગે જેથી જિવન ભાસ્યું;
પકાવે પાક તે પ્રીતે, ઝુકાવે વૃક્ષ ફૂલથી તે.

જણાયે છે જરૂર શેની, બિછાનું બંગલો એની;
ભિજાતાં વસ્ત્ર જો ઝાઝાં, હશે તો પ્હેરશે તાજાં.

નહીં તો શર્દિથી કમ્પે, કુહો તે શી રીતે જમ્પ;
શિયાળો તે પછી આવે, ગૃહે સૌ પાક બતલાવે;

વસાણું પ્રેમથી આથે, ઉડાવે દૂધ ઘી સાથે.
ખસે ના સોડ ને સગડી, ખરેખર હેમની લગડી;

ઉઘાડાં અંગ બહુ ફાટે, લગાવે તેલ તે માટે;
સપાટા વાયુના સ્હેતાં, વિના ઘરબાર કૈં રે'તાં;

નહીં ત્યાં લક્ષ્ય કો દેતાં, મજાને મોજમાં બ્હેતાં;
ઉન્હાળો એશ આરામે, પડે ના ચેન કંઇ કામે;

રહેશે' સ્વસ્થ સૌ પ્રાણી, મળે શીતલ પવન પાણી;
સધન સદને સજે શાન્તિ, ઘટે નીધન તણી કાન્તિ;

ભરે છે ભાર બહુ માથે, મજૂરી છે ઘણી સાથે;
વિતાવે જીંદગી એવી, દશા શી એહની કહેવી;

જગતનો આ ફરે ચરખો, અર્ધોકારે ન કો સરખો;
મુકીદે રોહને માયા, ઝુકીલે ઇશની છાયા. ૨૩

## પ્રણયપાત્રનું અદર્શન.

ગઝલ.

સુદર્શન ચક્રની પેઠે, અદર્શન ઇષ્ટનું સાલે;
ન દર્શન પ્રેમીનું થાતાં. પ્રદર્શન સર્વથા બાળે;
હશે પ્રિય પાત્ર ક્યાં ? મારૂં, જગત જેના વિના ખારૂં;
દિશાઓ શૂન્ય હું દેખું, જીવનનું જ્યાં નહીં લેખું.
ન પ્રીતિ ગીત કે વિત્તે, થતી ચિન્તા અતીં ચિત્તે;
પડે ના ચેન કૈં વાતે, દુઃખી હું દીન ને રાતે;
મળે વિઘ્નો ઘણાં વાટે, પળું પણ પ્રાણને સાટે;
પરન્તુ પ્રાપ્ત ના થાયે, ખરે દુર્દૈવ સમજાયે;
વિવિધ પાત્રો રહે રમતાં, મને તે લેશ ના ગમતાં;
દઇ દર્શન અતીં દમતાં, મનાયે કેમ ત્યાં મમતા;
કનકનું પાત્ર કો આપે, છતાં તે ક્લેશ ના કાપે;
અજમ્પો ઉલટો સ્થાપે, ઉરે આનન્દ ક્યાં ? વ્યાપે;
હૃદયથી પાત્ર હું રાચું, સદાયે સ્નેહનું સાચું;
પ્રભુ પ્રત્યે નમી યાચું, બધું જેના વિના કાચું;
દયાનો નાથ જે કહાવે, દયા તે દીલમાં લાવે;
નથી તો નીરમે હાવે, ભજાયે મોહને ભાવે. ૨૪

## મહાલક્ષ્મી તણી માયા.

ગઝલ.

કુલીનોનાં કુલો ક્યાં ? છે, કુલી ધનવન્ત થાયે છે;
વળી વિદ્વાનની વિદ્યા, ગૃહસ્થોની ગણાયે છે;
ધરે છે છત્ર તેના પર, જુઓ તેની પડે છાયા;
જગતમાં જાગતી જોઈ, મહાલક્ષ્મી તણી માયા.

ખરાં કે વેણ ખોટાં પણ, સુખેથી સાંભળે તેનાં;
ગણે શાણા અને સમજુ, ન કોલે બોર બે જેનાં;
ડરે ડુમકા તણા નાદે, છતાં તે વીરને ડાહ્યા;
જગતમાં જાગતી જોઇ, મહાલક્ષ્મી તણી માયા.

ભલું ભે.જન મળે ભાવે, રહે સન્તોષમાં તન મન;
પ્રભાતે નામ લઇયે કે, વળી જો પામિયે દરશન;
ખુશીમાં દિન બધો જાયે, ગુણો એ રીતથી ગાયા;
જગતમાં જાગતી જોઈ, મહાલક્ષ્મી તણી માયા.

કહ્યાં કાન્તા કનક એ બે, ખરેખર મૂળ માયાનાં;
ઉભય ચંચળ ચમકતાં છે, ચળાવે ચિત્ત ડાહ્યાનાં;
રીઝે તેને રમાડે છે, ભલે હો રંક કે રાયા;
જગતમાં જાગતી જોઇ, મહાલક્ષ્મી તણી માયા. ૨૫

## ૫૫

## કજોડાની કહું કહાણી;

ગઝલ.

બની છે બારની બાળા કરે છે કન્થ કૈં ચાળા;
વયે છે સાતના લાલા, કજોડાની કહું કહાણી;
વળાવી સાસરે કન્યા, ધણીની જોઇ આમન્યા;
અરે ? આ કેટલો અન્યા(ય) કજોડાની કહું કહાણી.
નગીનો જાય નિશાળે, લલીતા ચિત્તને ચાળે;
અનંગાનલહૃદય બાળે, કજોડાની કહું કહાણી.
હસે છે લોક જે જૂએ, પિતાસજી શાન્તિને સૂએ;
રમા રજની બધી રૂએ, કજોડાની કહું કહાણી.
રસિક આપે મીઠા મેવા, નગીનાની કરો સેવા;
લલીતા લાગમાં લેવા, કજોડાની કહું કહાણી.
રસિકનો જન્મદિન જયારે, નિમન્ત્રણ આપતો ત્યારે;
જતાં જમવા બધાં હારે, કજોડાની કહું કહાણી.
જમી સૌએ રજા માગી, લલીતા કામમાં લાગી;
રસિકની વેદના જાગી, કજોડાની કહું કહાણી.
ઉરે આશા હતી પાકી, કશી બાકી નહીં રાખી;
ખરેખર મોહને ભાખી, કજોડાની કહું કહાણી. ૨૯

---

૫૬

# જુઓ છટકેલનો છણકો.

ગઝલ.

ફરંદી ફેલ આદરશે, ફિતુર ફોકટ કરી ફરશે;
ફસાવા ફાવતું કરશે, જુઓ છટકેલનો છણકો.
દિયે કો શીખ ના ખટકે, ભલેને શીર તે પટકે;
કંઈકને છેતરી છટકે, જુઓ છટકેલનો છણકો.

વિષયની વાત છે પ્યારી, અનીતિ એથકી ધારી;
ગમે તેની કરે ચારી, જુઓ છટકેલનો છણકો.
ચહે તે એજ નિમિત્તે, કહે કોઇ ખસે પિત્ત;
વિષમ એ વાળવી વિત્તે, જુઓ છટકેલનો છણકો.

કદી કોઇ કરે સાહસ, જૂમોથી ખ્હીવરાવે ખસ;
જગતમાં જામવાને જશ, જુઓ છટકેલનો છણકો.
ચપળતા ચિત્તને ચાળે, ચમકતી ચાલથી ચાલે;
ઘણાના ગર્વ તે ગાળે, જુઓ છટકેલનો છણકો.

ધણીને ખૂબ ધમકાવે, સગાંનો સાથ ના ફાવે;
ખસેડે સર્વને હાવે; જુઓ છટકેલનો છણકો.
રહેજે સંગમાં એના, પૂરા છે ભોગરે તેના;
ખુએ વક્કર ભવે બેના, જુઓ છટકેલનો છણકો.

પડે સ્વચ્છન્દથી ફન્દે, ગણી લે મોજ આનન્દે;
પળે મનમાનતા ધન્ધે, જુઓ છટકેલનો છણકો.
ઉપાધિ દૈવની આવે, સતાવી સાનમાં લાવે;
કહ્યું મોહન તણું ભાવે, ત્યજે છટકેલ તો છણકો. ૨૭

---

## કામને પ્રણામ.

ગઝલ.

અરે ? ઓ કામનું કાળો, થયો છે શમ્ભુના શાપે;
હજી મૂકે નહીં ચાળો, કંઇકનાં કાળજાં કાપે.
કળા ઓછી થઇ તારી, છતાં છેવટ સુધી સાલે;
બળેલો હોય તે પોતે, બીજાને સંગથી બાળે.

તનુંને ત્રાસથી ત્યાગી, અતનુ ઈલકાબ ધારે છે;
તરુણ કેરાં તનુ પ્રત્યે, તલપ તત્કાલ મારે છે.
વિધુર વિધવા તણાં વપુમાં, વસીને કે'ર કહાવે છે;
ત્યજી સૌ મોહને માયા, ફરી ફોકટ ફસાવે છે. ૨૮

---

## ૫૮

## ઈષ્ટપ્રતિ અભ્યર્થના.

ગઝલ.

કરૂણાર્ણુ કરી કરૂણા, અજ્ઞાણી રંકને કરજો,
તમારા પર અમારો છે, ખરો આધાર ભય હરજો.
તમોને જ્ઞાનીજન વ્હાલા, અમો અજ્ઞાનમાં ડૂબ્યા;
ઉગરવાનો નહીં આરો, રહીએ શી રીતે ઊભા.

ડુબેલાને શરણ જાતાં, ડુબાડે રે ? નહીં તારે;
મુક્તનો આશરો લેતાં, કિનારે લૈ સુખે ઠારે.
વિચારી ન્યાય એ રૂડો, અવરની આશ છોડીને,
સદાયે સચ્ચિદાનન્દે, વિચરતી વૃત્તિ જોડીને.

પ્રભો ! છોરૂ તમારાં આ, પડી પાદામ્બુજે યાચે;
સ્વધર્મે પ્રેમ ધારીને, વહીએ સર્વથા સાચે.
કરાવે કૃત્ય ખૂરૂં જે, ભૂલાવી એશ આરામે;
અમારા અન્તરે વસવા, અરી એ લાગ ના પામે.

વધારે વાત શું વદિયે મતી થોડી ગતી ઝાઝી;
સહીએ જે કરો શિક્ષા, તમારા હાથમાં બાજી.
ઉરે આ અર્જ સ્વીકારો, વિચારી મોહને મે’લી;
પડે સમ્ભાળ લેવી તો, ભલે પશ્ચાત્ કે પ્હેલી. ૨૯

## मानले.

गझल कव्वाली.

*परमार्थकछु जगना किया, आयान आया मानले;*
रति दान नहि धनधाम तब, पाया न पाया मानले.

अतिथि न तृप्त भया भला, खाया न खाया मानले;
न मिटा कलंक समाजकुं, भाया न भाया मानले.

प्रभु नाम याद लिया नहीं, गाया न गाया मानले;
दारा उद्दार न याद तो, मिथ्या हिमाया मानले;

इस कोटिसें यदिहो अलग, वय सब गुमाया मानले;
प्रभुपाद पद्म प्रतापसें, मोहन कमाया मानले. ३०

---

## ચહા ચિરૂટ વિણુ ધૂળધાણી.

ભૈરવી ત્રિતાલ.

પ્રભાત વીત્યું પ્રભા પ્રસારી, પ્રભાકરે પ્રિય લ્યો નાણી;
પ્રમાદમાં ક્યમ પડી રહ્યા, છે પ્રવૃત્તિમા સૌ પ્રાણી.,

ત્યાગો તૂરત માનવ મનથી, અરિ આલસ્ય ઉરે આણી;
ઉત્તર સવારમાં ના સ્મોક શિલિકમાં, તેના વિણુ લો ધૂળધાણી;

સમાધાન મિત્ર મળ્યા બે આવી બીજા, વાત પરસ્પરમાં ચાલી;
ફૂંકી ત્યાં દશ બાર બીડીઓ, એકે તે કરમાં ઝાલી;
ચિત્તે ચહિને ચુસવા માંડી, ચેતાવીને ફૂંબ તાણી;
સવારમાં ના સ્મોક શિલિકમા, તેના વિણુ તો ધૂળધાણી;

ચહા બની તૈયાર એટલે, આવી પહોંચી તે સ્થાને;
રકાબીઓ રંગીતને પ્યાલા, ચિનાઈ લીધા તે બ્હાને;
રાઉન્ડ્ ટેબલ્પર મૂકીને, ભર્યાં પછી બોલ્યા વાણી;
ચાલો ચા'હ્યો ગરમાગરમી, ચહાપાણી વિણુ ધૂળધાણી;

જપમાળા જેની તે ઝાલી, ખાલી ખુરશીએ બેશી;
ગાય ગુણો ઇન્સાફ આપતાં, ભલે વિદેશી કે દેશી;
સુસ્તી સાથે કુસ્તી કરવા, જુક્તિ આ સમજ્યા શાણી;
ચાલો ચા'હ્યો ગરમાગરમી, ચહાપાણી વિણુ ધૂળધાણી;

તેલ સુગન્ધી ઢોળી ઓળી, કેસ કરે સુન્દિર ભાવે;
સ્નાન કર્યું પણ સન્ધ્યા સાધન, સમય જરા ન રહ્યો હાવે;
ઑફીસ ટાઈમ દશ વાગ્યાનો, જમતાં વાર થશે જાણી;
ચિરૂટ ચેતાવીને ચહાલે, ચહા ચિરૂટ વિણુ ધૂળધાણી;
સાહેબ બનતાં એક રહી ના, દેશવેષની નીશાની;
ફૅશનમાં ફરતાં થઈ સમ્પત્તિ, જગજાહેર હતી છાની;
છત ખોઇને અણુછત વ્હોરી, અધોગતિ આવી આણી;
પણુ મોહન મન્ત્ર મહા મીઠો, ચહા ચિરૂટ વિણુ ધૂળધાણી;

દ્વાપરમાં તે દેવીઓને, શ્રીકૃષ્ણે શાપજ આપ્યો;
વસો વને જૈ વનસ્પતીથૈ, કૃષિકાર તમને કાપો;
કૈંક અનુગ્રહ કીધો તેવે, કરગરતાં કરુણા આણી;
કળિમાં કાળી રૂપે સેવે, સર્વ તમો વિણુ ધૂળધાણી;

વ્યાપી વર્ષ હજાર વિશ્વમાં, ચહા તમાકુ નામ ધરી;
ભારતમાં છે વૈભવ ભારે; ભોગવજો તે ભાવ કરી;
ચીનમીન છે ઉત્સુક તેનો, સંગ કરી હરજો ગ્લાનિ;
મોહન દૈવપાશ દારુણ જ્યાં, ચહા ચિરૂટ ત્યાં ધૂળધાણી;

# ભાગ ૩ જો.

## છન્દ પ્રબન્ધ.

### હરિગીતછન્દ.

ગણનાથ ગિરિજામાતને, શિવ તાત સવિતા શ્રી પતિ,
રુચિથી રચું છું છન્દ આ, પણ મન્દ છે મારી મતિ;
ગતિ ના છતાં કૃતિ આદરી ઉપહાસના પામું રતિ;
કરજો સહાય ચહાય શિશુ, આધાર આપ વિના નથી. ૧

જે દિવ્યશક્તિ થકી રુડી, આ સૃષ્ટિ સકલ રચાઈ છે;
જે દિવ્યશક્તિ થકી રુડી, આ સૃષ્ટિ સૌ સચવાઇ છે;
જે દિવ્યશક્તિ થકી રુડી, આ સૃષ્ટિ એક બની જતી;
તે દિવ્યશક્તિ વસો હૃદે, જેથી પ્રકાશ લહે મતિ. ૨

જો જીવ ઝટ આ જાય છે, વેળા વહી સમ્ભાળતું;
ના બાંધ નીચાં કોટડાં, મોટા મહાલય મ્હાલતું;
પ્રત્યેક તે ઊંચા અને, અતિ કિમ્મતી રચજે વળી;
ગમ્ભીર ઘુમટ ઘડય ઘણો, ન જવાય સ્વર્ગ થકી ચળી. ૩

જન ? જીવ જોગ પતંગને, શુભ દોર જીવનનો સજો;
પાઈ સ્વધર્મ વિવેકથી, અનુકૂળ મન પવને ભજો;
રહી દેહ અનુપમ ઉપવને, ભવ સિન્ધુપાર લઈ જવો;
સંગમ અનંગ તણો થતાં, તે ભંગ અંગે નાણવો;

દૃઢદોર હોય છતાં જશે, ગુંચવાઈ તે પલવારમાં;
ખૂટે તુટે કે છૂટશે, નિરધાર ના સંચારમાં;
નિઃસંગ સંચરતો હશે; તો પાર સત્વર પામશે;
યત્નો સફળ થાશે સકલ, ઉલ્લાસ અન્તર જામશે;

ધનના મદે કરી અન્ધને, મોહે બધીર બની રહી;
મિથ્યાભિમાને મસ્ત થૈ, અજ્ઞાન જીવ જૂએ નહીં;
સંસાર કારાગારમાં, હું તું તણી બેડી સહી;
દ્વિજ દેવ ને અતિથિ પ્રતિ, નાદાન માન દીધું કંઇ;

અન્તે કરેલી કમાઇ તે, કયમ આપવી કોને કહે;
વૈભવ ઘણા વિસ્તારથી, નર વાપરી ખુશમાં રહે;
લલચાઇ વિષય વિલાસમાં, ત્યાં ભોગરોગ ભલો લહે;
અન્તે અલગ થાયે બધું, યમ આવી કર જ્યારે સહે; ૫

વિશ્વે વિરોધી વેણુથી, મિત મૌન્ય શ્રેષ્ઠ મનાય છે;
પર સંગરંગ પ્રસંગથી, નિઃસંગ સરસ ગણાય છે;
પરઘરા સ્વાદન સુખથકી, ભિક્ષા ભલીજ ભળાય છે;
પરપિશુનતાના પન્થથી, શુભ મિત્ર ? મૃત્યુ કળાય છે. ૬

### સવૈયા એકત્રીસા.

અગર અગ્નિમાં રહી સર્વને, આપે સન્તત અધિક સુવાસ;
યન્ત્ર વિષે શેરડી પિલાતાં, અતિશય આદરતી મીઠાશ;
સૂખડ કાષ્ટ કપાતાં પોતે, કરે પરશુની વાસિત ધાર;
તેમ દુષ્ટ દે કષ્ટ સુજનતો; તે પ્રતિ કરતા અતિ ઉપકાર; ૭

### ઉપેન્દ્રવજ્રા.

હસે ન સમ્પત્તિ વિશેષ જામ્યે;
ધરે નહીં શોક વિપત્તિ પામ્યે;
ન ભીતિ જે લેશ રણે સહાવે;
ત્રિલોકનો તીલક તે કહાવે; ૮

### પ્રિયા છન્દ.

અવશેષ આ, લવલેશના;
પ્રભુથી ખરે, ધરજો ઉરે; ૯

### મનહર છન્દ.

રામનામ પરહરી, પરનિન્દા કરવામાં;
શૂરા જેઓ પૂરા તેને પામર પ્રમાણવા;
કામદુધા ગાય મૂકી કૂતરીને દોહનાર;
ભૂમિ ભારે મારનાર તેવા ઉર આણવા;
પથ્થરને ચિન્તામણિ ચિન્તી ચિત્ત ચહેનાર;
જેવા સારાસારૂ વિચારે નાદાન નાણવા;

શિર ભાર વહે વહેવારનો અપાર તેઓ;
આખર ખર સમાન યમ- માર માણવા; ૧૦

છપ્પા.

રહ્યો જગતમાં કોણ ? ચણ્યા વિદ્યામય પાયા;
રહ્યો જગતમાં કોણ ? કૃષ્ણ ગુણ જેણે ગાયા;
રહ્યો જગતમાં કોણ ? રચી પરમારથ ભીંતો;
રહ્યો જગતમાં કોણ ? ક્રોધને જેણે જીત્યો;
જગતે એજ રહ્યો ઘણું, બુદ્ધિરૂપ દોરો ધરી;
સબળ પુણ્યના સ્થમ્ભથી, ઇમારત ઊભી કરી. ૧૧

વસન્તનો શોવાંક. પત્રના કરીર વૃક્ષે;
સૂર્યતણો શો વાંક, ઘૂડના ન્યાળે ચક્ષે;
મેઘતણો શો વાંક, ધરે નહીં ચાતક ધારા;
લખ્યો વિધિનો આંક, મથા નહીં કોકરનારા;
મુનિજન મહાજન સૌ મળે, વિધિપાસે કંઇ ના વળે;
મોહન મળતાં ભવ ફળે, તાપ ત્રય વિધિનાટળે; ૧૨

દોધક છન્દ.

દાન કર્યું ખરૂં માનથકી જે;
શૂર ખરો રણ પુંઠ ન કીજે;
પંડિત તેજ સમાજ રિઝાવે;
સ્નેહ તુટે નહિ સંકટ આવે;
વિત્ત ખરૂં શુભ મારગ જાયે;

દેહ ખરો સતકર્મ સજાયે;
લાજ ખરી ન કલંક લજાવે;
ધ્યાન ખરૂં મન મોહન ધ્યાવે; ૧૩

ઇન્દ્ર વિજય છન્દ.

કાચ કબાટ કરીજ ખડા ખુબ ખાટ પલંગ સસેજ ઢળાવી;
સુન્દિર મન્દિર માલ અવાસ છજાંછત છાપ અમાપ છજાવી;
નેહભર્યો નયને નર સન્તત શાન્તિ સુતા સુત સંગ સજાવી;
હાજર હોય હજાર હજૂર વિષે, હય હસ્તિમદોત્કટ વાહી;
પાંચવિધે પકવાન્નજમે, કરતાં શુભ પાન પયાદિ પ્રવાહી;
જો ઉપકારક વૃત્તિ સજી પ્રભુનામ ન લીધું મુખે અહિં આવી;
પુણ્ય પ્રમાણિકતા ન પળી વળિ તોજન જીંદગી વ્યર્થ ગુમાવી;
ટેકતણો નહિ ત્યાગ કરો, કદિટેક ભલો પ્રભુતાપદ સ્થાપે;
ટેક નવે નિધિરિદ્ધિ સુસમ્પત્તિ કીર્તિ ત્રિલોક વિષે અતિ આપે;
પ્રાણતણી પણ હાણથતા નવટેક વિવેકી કદાપિ ગુમાવે;
એકજ ટેકવિના નર છેક સદા પશુ તુલ્ય અમૂલ્ય કહાવે; ૧૫
ઉદ્યમથી અતિ રિદ્ધિ મળે ત્યમ ઉદ્યમથી સહુકાજ સરે છે;
ઉદ્યમથી ભૂખભાજક ભોજન ભોગવતાં ભય દૂર ફરે છે;
ઉદ્યમથી નિધિનોતમ નાર સુસમ્પ તથા સુખશાન્તિ વરે છે;
ઉદ્યમવાન કહો નર તેજ નિરુદ્યમવાન વને વિચરે છે; ૧૬
સત્ય વિપત્તિ સુસમ્પતિમાં ન તજે લવ તે જન ધન્ય મનાયે;
પ્રેમ ભર્યાં શુભવેણ વદે વળિ આપ તણાગુણ આપ ન ગાયે;

દીન દુઃખીજનનો હિત ચિન્તક સજ્જનશું ઉપકારક થાયે;
મોહન અન્તરમાં વસતાં ધૃતિનેરતિ ધર્મવિષે પરખાયે; ૧૭

શાર્દૂલ વિક્રીડિત.

માનીતા થઈ માતના મન ઘણાએ કે મજા માણતાં;
આનન્દોદધિમાં વળી વિકસતાં નેહે સુખો નાણતાં;
કુક્ષીમાં ખુબ દુઃખ દૈન્ય સહતાં આ જન્મ આપ્યું અને;
કીધાકે ઉપકાર પાલન કરી રાખી રૂડી ખન્તને;

ભૂલે જેજન ભાગ્યહીન ભવમાં, ભાવી ગુણો તેતણા;
પાપી તેમ કૃતઘ્ન અજ્ઞ સમજો છે તે સમો એક ના;
માતા પિતૃતણી ઘણી વિનયથી સેવા ન જે આદરે;
તે આ વિશ્વવિલાસવાસ કરતાં મોહાન્ધ નર્કે ચરે; ૧૮

ભુજંગી છન્દ.

જવાની જવા નીંજવાની જવાની;
દિવાની સમી દીર્ઘ માની દિવાની;
દગાની તજી વાત જો જીંદગાની,
કરી મોહને દૂર ગોવિન્દ ગાની; ૧૯

વસંતતિલકા.

સૌને સદૈવ સુખશાન્તિ અમાપ આપો,
ત્રાતા તમે ત્રિવિધિતાપ સશાપ કાપો;

સ્થાપો ઉરે નિજલહી નહિ વ્યર્થ માપો,
વ્યાપો ચરાચર વિભો? ન શુણો વિલાપો?? ૨૦

શિખરિણી.

પધારો પ્રીતેથી, નિકટ શઠ દેખી ન વિચરો;
વિચારી વાત્સલ્યે, વિકટ વસવા ના ઉર ધરો;
ઋણી હું જાણીને, અઋણ કરુણા સાગર કરો;
શુણી આ વાણીને, તૃણસમ ગણી ના પરહરો. ૨૧

માલિની.

મનુજતનુ મળ્યું આ, માનવું મિત્ર ? મોંઘું;
અનુપમ ભવનૌ છે, જાણવું એ ન સોંઘું;
વિફળ વહીં ન જાયે, સાવધાની સજીને;
સફળ કર સદા તું, ઇષ્ટ ભાવે ભજીને; ૨૨

શરણ ભવરણે જે, યુક્તિથી મુક્તિ આપે;
શરસમ સરી જાયે, બન્ધનો સર્વ આપે;
શરત સરસ તેવી, આપથી થૈ નિરાંતે;
શરમ પરમ છે કે, સઘ ભૂલી ગયા તે;

કથન કરૂ ફરીથી, જો જશે યોગ આ તો;
સુખકર કરવાનો, એક ઉદ્યોગ ના તો;
સુહૃદ સતત મેલી, મોહની વ્યર્થ વાતો;
પ્રભુપદ મનવૃત્તિ, જોડશો નામણા તો; ૨૩

### ગીતિ.

વ્યસન વિશેષ વિચારી, ભાવથકી ભયરહિત ઉભય ધારો;
શ્રીહરિ ચરણ શરણને, વિદ્યાભ્યાસ પ્રયાસ છે સારો; ૨૪

### લલિત છન્દ.

શરણ સર્વથા, સાચું શ્રીહરિ;
સ્મર સદા હૃદે, નેહ તું ધરી;
જિવન જાગિને, જો જગે જરી;
વિવિધ વાસના, ફેરવે ફરી. ૨૫

### નારાચ છન્દ.

કદાપિ કામ ક્રોધ લોભ મોહ મત્સરે મદે;
પળાય તો પછી પીડા પમાય છે પદે પદે;
અરે ? અરી હરી હની સુનેહથી ધરો હૃદે;
કરો સ્વધર્મ કર્મ કીર્તિ વિશ્વમાં વધે બધે; ૨૬

### સ્રગ્ધરાવૃત્ત.

મન્દે છન્દે કરી છે, કૃતિ મતિગતિયે, સ્નેહથી સર્વ સેવો
રોષે દોષે ન દુઃખી હૃદયમહિં થઇ, શુદ્ધ આનન્દ લેવો;
સારા સારે વિચારે, સરસ રસભર્યો, લાગતો ભાગ તેવો;
શોધી બોધી વિરોધી, વિષમ મત દિસે, તેત્યજી તૂર્ત દેવો. ૨૭

# પ્રસ્તાવિક.

દોહરા.

શું શોધવું? શું બોધવું? શું કરવું? કિરતાર;
અનુપમ આપ શરણુ વિના, ગમ નાં પડે લગાર; ૧

જરૂર જ્યાં જઇને જનો, લેશ ન દુઃખી હોય;
સ્થિર થઇ નિજ ઠામે સદા, વસે સુખે સઉ કોય;
મેળવવા તે ધામને, ઉત્તમ સાધન એક;
સત્સંગતિને સેવવી, મનમાં ધરી વિવેક; ૨

જગે જીવને શીવના, જૂદા ભેદ અનેક;
તુટે અવિદ્યા શ્રૃંખલા, સમજાયે સૌ એક;
વિવેક ને વૈરાગ્ય વળિ, સતત શુદ્ધ અભ્યાસ;
સાધન તેને તોડવા, સાધકનાં છે ખાસ; ૩

કલ્પતરૂં કોરે કરી, બાવળ પાસે જાય;
ઇષ્ટ ફૂલો અલગાં થતાં, ભાગે કાંટા પાય; ૪

નિન્દા અન્ય મનુષ્યની, કરે કદી જનકોય;
સાબુ અને જલ, બલ વિના, ધૂએ પાતક સોય; ૫

આ સક્તિ થકી અલગ જન, જ્યારે જગે જણાય;
તવ તે ઇહ પરે તરે; શ્રુતિપદ એ વિધિ ગાય. ૬

અસાર આ સંસારમાં, સાર વસ્તુ ત્રણ હોય;
માયા મોહન કે મળે, સદ્ગુરુ ઉત્તમ કોય.
માયા મોહમયી મહા, આપે સુખ અતિ તોય;
છાયા મોહનની સજ્યે, તાપ ત્રિવિધિના ખોય.
જગ ગુરુ રે'મ ગણો અધિક, જેથી જગ ગુરુ જોય;
નિર્વિક્રિય દગ લહીં રહે, જેમ કમલને તોય. ૭

અજ્ઞ હતો હું જે સમે, મદ દ્વિપ જેમ અપાર;
સુજ્ઞ થતાં ગુરુ રે'મથી; રોષ રહ્યો ન લગાર. ૮

નિશ્ચયથી ડગવું નહીં, યોગી ન ડગે જેમ;
વન પર્વતને સેવતાં, વ્યાલ વ્યાઘ્રથી તેમ. ૯

વિષસમ વિષમ વિદારિને, વિષય તું જગદીશ ઞાંખ;
તો તે નરહરિ નિશ્ચયે, દિયે આંખને પાંખ;
પાંખ થકી જગ અડગ નગ, અવલંઘી આકાશ;
આંખ થકી અવલોકશે, અખંડ ચિદ્ઘન ભાસ. ૧૦

અભિમાને અપમાન છે, નિર્માને સન્માન;
આ લોકે પરલોકમાં; સુખ ત્યાં જ્યા નિર્માન. ૧૧

મમતામાં સમતા નહીં, સમતામાં સુખ આશ;
મોહન મન મમતા મહીં, કેવલ દુઃખાભાસ. ૧૨

સંગ મલીન અકુલીનતા; દરિદ્રતા દુંઃખ દેણ;
નરક નિશાની નાખિયે, વેર કોપ કટુવેણ. ૧૩

મધુર વચન દેવાર્ચન, દાન વિપ્રનું માન;
સ્વર્ગલબ્ધિનાં લક્ષણો, સદાય ઉર એ આણ. ૧૪

સમાનતા પ્રિય અપ્રિયે, ક્ષમા સરલતા સત્ય;
દયા શૌચ એ મુક્તિને, મેળવવામાં પથ્ય; ૧૫

રસ કસ બસ વસુધા હતી, નીરસ થઈ તે આજ;
અમિના ઈક્ષુ મુમુક્ષુમાં, નારીમાં નહિ લાજ;
સોમાં કોઇ હશે કદી, સુપાત્ર સજ્જન સાર;
લળિ લળિ પાયે લાગિયે, તેને વારંવાર. ૧૬

માત તાત સુત મિત્ર સા, અર્થે અધિક જણાય.
જીતે અર્થી જગતમાં, જન અર્થી વખણાય;
અર્થ વ્યર્થ સમજાય જો, શ્રેયસ એથી થાય;
સચ્ચિદ્દને આનન્દમય, જીવન સાર્થ જણાય. ૧૭

પદ પંકજમાં પ્રેમથી, પ્રણમું હું પરમેશ ?
કાવ્ય કૃત્ય કરુણા કરી, કરજો શેશ અશેષ. ૧૮

અનુષ્ટુબ્છન્દ.

જીત્યા લોભ ભલો ત્યાજી; જીતતા મમતા તજી;
જીવી માન નમાવીજી, જીભ લૂંવિ વિભૂ ભજી. ૧૯

# સ્વસ્તિક પ્રબન્ધ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| જી | | | ભ | લો | ત્યા | જી |
| વી | | | લો | | | |
| મા | | | ત્યા | | | |
| ન | મા | વી | જી | ભ | ભૂ | વ |
| | | | ત | | | ભૂ |
| | | | તા | | | ભ |
| જી | ત | તા | મ | | | જી |

# ॥ वनिता वियोग विरहाष्टक ॥

હરિગીત છન્દ.

પ્રતિમા પ્રિયાતું પ્રેમની, બસ મન વસી નિશ્ચે રહી;
ક્ષણુ એક પણુ અન્તર થકી; અલગી જરા થાયે નહીં;
દિન રાત વાત વિચારમાં; સમ્બન્ધ તારો છે સહ્યો;
તુજ ચિત્ત ચોર ચકોર આ, મુખચન્દ્રમા મોહી રહ્યો; ૧.

વીતે સમય કૈં શયનમાં; નિદ્રા નયનમાં નાવતી;
ભોજન ભલું ભાવે નહીં; વૈભવ વિષે ન થતી રતિ;
વાળું વિવેકે વૃત્તિ પણુ; ન વિયોગ યોગ જતો સહ્યો;
તુજ ચિત્ત ચોર ચકોર આ; મુખ ચન્દ્રમા મોહી રહ્યો; ૨.

વાતે વિતી એકાન્ત તે; મેં ખોઇ તક હાથે કરી;
સંયોગ તેવો સુન્દરી; તું લાવશે કયારે ફરી;
પરિતાપ એમ અમાપ કૈં તન તલસતાં વધતો ગયો;
તુજ ચિત્ત ચોર ચકોર આ; મુખ ચન્દ્રમા મોહી રહ્યો; ૩.

રમણીય રસિક રમાવિના; સંસાર સઘળો શૂન્ય છે;
આલોકને પરલોકનાં; સુખ ભોગ સાધન ન્યૂન્ય છે;
પૂછું તને છે પ્રેમ કે; કૈં વ્હેમ હૃદય વિષે થયો;
તુજ ચિત્ત ચોર ચકોર આ; મુખ ચન્દ્રમા મોહી રહ્યો; ૪.

વસ્રો વિવિધ શણુગારને; સૌગન્ધ્યથી શોભાવતી;
લલના લચકતી લંકથી; લટકાવતી લોભાવતી;
વ્હાલી તને વિસરૂં નહીં; ફન્દી કુછન્દી છો કહ્યો;
તુજ ચિત્ત ચોર ચકોર આ; મુખ ચન્દ્રમા મોહી રહ્યો; ૫.

આનન્દ વિવિધ વિલાસનો; તરૂણી શું ? તુચ્છ ઠરે ? ખરે;
ઝંખું તને ડંખે મને; અન્યાય એવો કાં કરે;
મેળાપ મનનો માનની; લ્હાવો લહે એવો કયો ?
તુજ ચિત્ત ચોર ચકોર આ; મુખ ચન્દ્રમા મોહી રહ્યો; ૬.

કોરી કટાક્ષે કાળજું; કોરે થતી વળિ કામિની;
ભૂલું તને શી રીતથી, ભજું ભામિની ગજગામિની;
સંક્ષેપમાં સમજાવતું; વિક્ષેપ આ શાને ગ્રહ્યો;
તુજ ચિત્ત ચોર ચકોર આ; મુખ ચન્દ્રમા મોહી રહ્યો; ૭.

સલુણી શુણી આ કામની; કથની ધરીલે ધ્યાનમાં;
ના દૂર કરતી કાનથી; સમજી જજે તું સાનમાં,
ચિરકાલ શાન્તિ ન ભ્રાન્તિ કૈં; મોહન ઉરેજો તેં ચહ્યો;
તુજ ચિત્ત ચોર ચકોર આ; મુખ ચન્દ્રમા મોહી રહ્યા; ૮

# वनिता विरामोपदेशाष्टक.

હરિગીત છન્દ.

આશી ! દશા થઈ આપની; આ શું ? વદો ભ્રમમાં ભુલી
આઘી નથી! પાસેજ છું; કંસાર ના પણ હું થુલી;
સંસાર સાર વિચારતો; તમને મળ્યો શું ? આ અહો ?
મુખ ચન્દ્રની મમતા મુકી; શ્રી કૃષ્ણ ચન્દ્ર ચિતે ચહો ? ૧
નથી જાણતા નરવર તમે; નારી નરકની ખાણ છે;
સંગે ખુવાર થયા કંઈ, સત્શાસ્ત્રથી નિર્વાણ છે;
રાવણ સરીખા વણસતાં; શી વાર લાગી છે કહો;
મુખ ચન્દ્રની મમતા મુકી; શ્રી કૃષ્ણ ચન્દ્ર ચિતે ચહો; ૨
નયને નિહાળીને નવું; તાકો તલપ તેના પરે;
પ્રારબ્ધવિણ મળવું મહા; મુશ્કેલ માનો અન્તરે;
મનને ગમે તે દૈવને; ગમતું નથી લક્ષ્યે લહો;
મુખ ચન્દ્રની મમતા મુકી; શ્રી કૃષ્ણ ચન્દ્ર ચિતે ચહો; ૩
સાૈન્દર્યતો મારા થકી; રમ્ભા વિષેજ અપાર છે;
પુણ્યે કરી પદ ઈન્દ્રનું લ્યો; પામવા શી ? વાર છે;
અધિકાર અધિકો ભોગવી; આ લોકને અન્તે ગ્રહો;
મુખ ચન્દ્રની મમતા મુકી; શ્રી કૃષ્ણ ચન્દ્ર ચિતે ચહો ૪
જો મોહ હોયે નામમાં; પ્રભુ નામનો મહિમા ઘણો;
અન્ત્યજ વિષે એ નામ છે; પણ કેમ ના તેને ભણો;

ગુણને ગહન ગણતા હશો; તો અવગુણો સાથે સહો
મુખ ચંન્દ્રની મમતા મુકી; શ્રી કૃષ્ણ ચન્દ્ર ચિતે ચહો; ૫
ગુણ રૂપને વળિ નામની; ત્રિપુટી મનાઈ મોહિની;
સચ્ચિદ્ અને આનન્દની; ત્રિપુટી સુખાસ્પદ સોહિની;
ના લોભને ના ક્ષોભ કૈં; આત્માભિમુખ ધૈર્યે રહો;
મુખ ચન્દ્રની મમતા મુકી; શ્રી કૃષ્ણ ચન્દ્ર ચિતે ચહો; ૬
જે પ્રેમ સાચો આપમાં, ત્યાં વ્હેમ આદરશો નહીં;
વિપરીત તેની ભાવના, કદિયે ઉરે કરશો નહીં;
ખલ ચપલ છલકર મન મતે, વળગી ન વિશ્વવિષે વહો;
મુખચન્દ્રની મમતા મુકી, શ્રીકૃષ્ણચન્દ્ર ચિતે ચહો. ૭
મતિમન્દ મ્હારી માનજો, કહીં શું ? શકુ હું આપને;
વદતી અધિક જો હોઉ તો, તે આપ માફ કરો મને;
વિનવું પ્રભુને આપના, અન્તર વિકાર જરા ન હો;
મુખચન્દ્રની મમતા મુકી, શ્રીકૃષ્ણચન્દ્ર ચિતે ચહો. ૮

---

# स्त्री सौभाग्याष्टक.

હરિગીતછન્દ.

પતિમાં રતિ ન રતિ ધારતી, એ કામિની શા કામની ?
ગતિ મન્દ જેની કામમાં એ કામિની ના કામની;

શણગારમાં શુભ લક્ષણો, તો કામિની એ કામની;
સૌભાગ્ય સૂચક વસ્તુ આ, સૌ કામિનીના કામની. ૧

કુંકુમ કપાલે કંકણો; કર કીકીં કાજળથી ભરી;
શિર કેસ બેશ હમેશ તે, ચારે થકી ચતુરા ઠરી;
કાન્તા કનકના યોગથી; કન્દર્પને કમ્પાવતી;
પણ ધન્ય તેને ધારજો, જે હૃદય અનુકમ્પાવતી. ૨

વસ્ત્રો સજે છે સ્વચ્છને, શુભ તે સુઘડ સ્ત્રી જાણવી,
વળિ જે ઉઘાડે શિર ફરે તે શંખિની ઉર આણવી,
પદ પદ્મિનીનું પ્રથમ તે, પછીં હસ્તિનીને માનવી;
છે ચક્રિણી સહ ચાર આ, સ્ત્રી જાતિ શાસ્ત્રવિષે કવી. ૩

લક્ષણ વિલક્ષણ પક્ષથી, લેવાય લક્ષ્ય વિષે ગતિ;
ઘટતી નથી કહેવી મને, આ સમય પર તેની કૃતિ;
ગુણ રૂપની પ્રતિમા ગહન, ગમ્ભીર જગ ન જડે કંઇ;
ગૃહિણી ગૃહે શોભાવતી, ન ભમે ભુંતલ જહિં કે તહિં.૪

ગુણ રૂપ ઉભય વિરોધીં તે, સહવાસ કેમ શકે સહી;
ત્યાં રૂપથી આગળ કરી, વિલસે ગુણી ગુણને ગ્રહી;
ગુણ રૂપને સૌ નામની, કાયમ કહી સ્થિતિ ના લહી;
ગુણ ગન્ધ સંચિત વાસના, જન્માન્તરે તે તો રહી. ૫

મહિમા વિશેષ વધારશે, વનિતા વિનીતા સદ્ગુણી;
ભાર્યા ભવે ભરથારને, રહીં ભારમાં ન કરે ઋણી;

અભ્યાગત સ્વાગત વિષે, અનુકૂળ ઉત્સાહી ઘણી;
તે ભામિની ભૂષણુ સજે, એ સ્વામિની શોભા ગણી; ૬
નહિ રોષ દ્વેષ જરા ઉરે, સમ્બન્ધીમાં સ્નેહે રહી;
શાણી સ્વધર્મે સંચરે, શિરછત્ર ચિર ચિત્તે ચહી;
સીતા અહલ્યા દ્રૌપદી, મન્દોદરી તારામતી.
કુલ દીપિકા કુલ ઉભય સદ્-વ્રત દીપથી દીપાવતી. ૭
ચારિત્ર્ય ચિત્ર વિલોકતાં, ધારી હૃદયમાં સંસ્કૃતિ;
દેવાંગનાઓ વન્દતાં, અભિનન્દને કરતી સ્તુતિ;
તેવી સતીઓની કૃતિ, પ્રતિ લક્ષ્ય દેતાં ભારતી;
મોહ ન ભજીને માનવી, કલ્યાણકારી થતી અતિ. ૮

## શેઠશાઠયાષ્ટક.

છન્દ રૂચિરા.

શેઠ થઇને પેટ વધારે, હેઠ સુધી પણ પોલ ખરે;
ધર્મકર્મને વેઠ વિચારે, પગ ના પગથી હેઠ ધરે,
મન માને ત્યમ મ્હાલે ચાલે, મોજમજામાં મસ્તરહે;
સદ્‌વ્યય નહિ પણ સ્નેહ સંચયે, કોણ તેમને શેઠ કહે. ૧
મને કરી કો મળવા માગે, ભાગે આઘે મ્હોં મરડે;
મારૂં માની ઘાસ ગંજીના, કુત્તા સમ સહુને કરડે;

અભ્યાગતને તુચ્છ ગણીને, અભિમાને મદમાંહિ વહે;
સદ્વ્યય નહિ પણ સ્નેહ સંચયે, કોણ તેમને શેઠ કહે. ૨

ફૂક્કડ થઇ સ્વચ્છન્દે ફન્દે, ફાવે તેમ ફરે ન ડરે;
સરસ સુગન્ધી સૅન્ટલવન્ડર, અત્તરથી તર દેહ કરે;
પોતાનું સૌ સાચું સમજી, પરની વાત ઉરે ન લહે;
સદ્વ્યય નહિ પણ સ્નેહ સંચયે, કોણ તેમને શેઠ કહે. ૩

ઘર રાખી દેવાળાં ફુંકી, દૂધેવાળાં કરે અરે ?
નાના જીવ નિશાસા નાખે, પૂર્વજ તેથી શું ? ઉદ્ધરે;
લક્ષ્મીની સેવા આગળ હૈં, વિદ્યાનું ના નામ ગ્રહે;
સદ્વ્યય નહિ પણ સ્નેહ સંચયે, કોણ તેમને શેઠ કહે. ૪

સ્વાર્થતણી બાજી રમવામાં, પરમારથથી લચી મચે;
શબ્દ સ્પર્શ રસરૂપ ગન્ધએ, વિષય પંચમાં રચે પચે;
નિજાત્મ પોષણમાં પ્રીતિથી, મિષ્ટ અન્નપાનાદિ ચહે;
સદ્વ્યય નહિ પણ સ્નેહ સંચયે, કોણ તેમને શેઠ કહે. ૫

સંસારે ત્રણ શબ્દ સાર છે, આવો બેસો કુશળ તમે ?
એ જેના મુખથી ના નિકળે, તે જન પ્રભુને કેમ ગમે;
જાઓ એવું બોલે તે પણ, જાયે નિશ્ચય નહીં રહે;
સદ્વ્યય નહિ પણ સ્નેહ સંચયે, કોણ તેમને શેઠ કહે. ૬

સધન સદન સાનંદ સર્વદા, સુગુણી સ્ત્રી સન્તતિશાણી;
સુજ્ઞમિત્ર સેવક સૌ સ્વાધીન, નિજ પત્ની વ્રતને દાની;

અતિથિ દ્વિજ દેવ ગુરુ પ્રત્યે; શ્રદ્ધા સાચી શેઠ ગ્રહે;
સદ્‌વ્યય નહિ પણ સ્નેહ સંચયે, કોણ તેમને શેઠ કહે. ૭
પગાર જેઓ ખાય તેમનો, તેજ તેમને શેઠ ગણે;
નિષ્ખત નહિ તે નવ નિરખીને, દશમાવિણ ના તેમ ભણે;
પ્રેમ નથી છે વ્હેમ હૃદયમાં, તેવા નરને કેમ સહે;
સદ્‌વ્યય નહિ પણ સ્નેહ સંચયે, કોણ તેમને શેઠ કહે. ૮

---

## स्वधर्म मर्म विचारणाष्टक.

---

હરિગીતછન્દ.

ગણનાથ ગિરિજા માતને, શિવ તાત સવિતા શ્રીપતિ;
ગમતી ઘણી ગતિ છન્દમાં, પણ મન્દ છે મ્હારી મતિ;
પંચાયતન પદપદ્મને, સ્મરતાં કહું સ્મૃતિ ધારિને;
કરવું સદા શુભ કર્મ તે, નિજ ધર્મ મર્મ વિચારિને. ૧
ધર્માર્થ કામ અને ચતુષ–પદ મોક્ષ પરમપદાર્થમાં;
ગણના થઈ છે શાસ્ત્રના, સિદ્ધાન્તથી પુરુષાર્થમાં;
લહીં આદિ વ્યાપક સર્વમાં, તહિં ધર્મ સત્સુખકારિને;
કરવું સદા શુભ કર્મ તે, નિજ ધર્મ મર્મ વિચારીને. ૨
પાયા વિષે પાણી હશે, પ્રાસાદ તે પર બાંધશે;
હોયે મનોહર તોય તે, ટકસે ન તૂતં લચી જશે;
ધર્મે દિસે તેવું રહે તો, મોક્ષ મ્હેલ ઉધારિને;
કરવું સદા શુભ કર્મ તે, નિજ ધર્મ મર્મ વિચારિને. ૩

ત્રય વર્ગનો આધાર તે, નિરધાર લેશ ન વિસ્મરો;
તેનો કરી આશ્રય સુખે, સંચાર શ્રેષ્ઠ પદે કરો;
સ્થિતિ મૂળ વિણુ તરુની નહીં, એ ન્યાયને સંભારિને;
કરવું સદા શુભ કર્મ તે, નિજ ધર્મ મર્મ વિચારિને. ૪

ભ્રમતાં ભવાટવિને વિષે, ભારે ભયો આવી અડે;
ષડ્ શત્રુદલ સંગ્રામમાં, જશ જામશે જાણી ચડે;
સમજી શરણુ ધર્માચરણુ, શરમાઈ જાયે હારિને;
કરવું સદા શુભ કર્મ તે, નિજ ધર્મ મર્મ વિચારિને. ૫

સમ્પત્તિ સન્તતિ સદ્‌ગુણી, સ્ત્રી પૂર્વ પુણ્ય થકી હશે;
તેના વિના પણુ તે તથા, ધન ધુળ ભેળું થૈ જશે;
સાથી થશે અન્તેજ તે, જમદૂત જૂથ નિવારિને;
કરવું સદા શુભ કર્મ તે, નિજ ધર્મ મર્મ વિચારિને. ૬

ધર્મે ધરાધર તો ધરા, ધરતો ત્યજી વિશ્રાન્તિને;
વસુધા વિષે સિંચી સુધા, કરતો સુધાકર શાન્તિને;
ગ્રહિ વે સમીર સધીર સિત, વ્હેતો સુગન્ધ પસારિને;
કરવું સદા શુભ કર્મ તે, નિજ ધર્મ મર્મ વિચારિને. ૭

જે ધર્મ વર્ણાશ્રમ તણો, તે પ્રેમપૂર્વક પાળવો;
કો આર્યને છે ઘટિતના, તે પન્થ વ્હેમે ખાળવો;
પરકીય ધર્મ ભયાવહે, ત્યજી મોહ ન નિજ વિસારિને;
કરવું સદા શુભ કર્મ તે, નિજ ધર્મ મર્મ વિચારિને. ૮

## " स्मरहर स्मरणाष्टक."

હરિગીત છન્દ.

આદ્યન્ત રહિત અનન્ત ઇશ, અવિચલ અમલરસ નિર્ઝરં;
આનન્દદાયક ઇષ્ટપર, અવિનાશી અજ અજરામરં;
અક્ષર અભયકર અક્ષધર, અવલોકનીય અતઃપરં;
સ્મરહર સદા સ્મરહર સકલ; સંસાર સદ્ય સુધાકરં; ૧

કરી દૂર કિલ્વિષ કષ્ટ કૈં, કૈવલ્ય કાજ કૃપાકરં;
કલ્યાણકારક કોટિધા, કમનીય પ્રિય કરુણાકરં;
ગમ્ભીર ગૌરીનાથ ગુરુ–વર ગુણાતીત ગુણેશ્વરં;
સ્મરહર સદા સ્મરહર સકલ, સંસાર સદ્ય સુધાકરં; ૨

ગિરિરાજ હિમગિરિતાજ તે, શયને શિરે ગંગાધરં;
ગજવદન તાત ગુણી ગણે, સુખગમ્ય રમ્ય અગોચરં;
ચિત ચિન્તનીય વિચિત્ર ચિહ્ન, ઘનરૂપ ચરિત ચરાચરં;
સ્મરહર સદા સ્મરહર સકલ, સંસાર સદ્ય સુધાકરં. ૩

જુગતે જગત જંજાલમાં, જનિ મૃત્યુથી જન ઉદ્ધરં;
તમ વારી તત્ત્વજ્ઞાનના; શુભ પાનદાને તત્પરં;
દારિદ્ર દુઃખ દવાગ્નિ ખલ, દલ દલન દીન દયાકરં;
સ્મરહર સદા સ્મરહર સકલ, સંસાર સદ્ય સુધાકરં; ૪

દષ્ટા હૃદય સદ્ધસ્તુપદ, અતિ દિવ્ય દેવ દિગમ્બરં;
વિભુવન્દનીય ધ્યેય સુખ–કર પરમધર્મ ધુરન્ધરં;
નિશ્ચય નિરામયતા નિકટ, તટ વિકટ તારક દુસ્તરં;
સ્મરહર સદા સ્મરહર સકલ, સંસાર સઘ સુધાકરં; ૫

પ્રભુ પંચવદન પિનાકધર, કર પંચભૂત પરંવરં;
ભસ્માંગ ભૂત પિશાચ સહ–ચર ભુજગ ભૂષણ શંકરં;
ભવતાપ પાપ સશાપ મો–ચક ભક્ત વત્સલતાપરં;
સ્મરહર સદા સ્મરહર સકલ, સંસાર સઘ સુધાકરં; ૬

મન્તવ્ય મિથ્યા આ મહા; માયા મમત્વ મનોહરં;
યમ નિયમમાંહિ રહી સુમન, સર્વત્ર સહિત કલેવરં;
અનુરક્ત નિજપદ પદ્મમાં, લહીં થઇ સદય રક્ષાકરં;
સ્મરહર સદા સ્મહર સકલ, સંસાર સઘ સુધાકરં; ૭

લઘુથી ન લેશ લવાય લક્ષ્યે, શમ્ભુ મહિમા સાગરં;
પામે ન પંડિત પાર કરી, તપકર્મ અદ્દભુત દુશ્ચરં;
સંસેવ્ય શાન્તિ સમેત સુર–વર સૌમ્યસિત શશિ શેખરં;
સ્મરહર સદા સ્મરહર સકલ. સંસાર સઘ સુધાકરં; ૮

## " विश्वम्भर विस्मरण करुणाष्टक. "

---

હરિગીત છન્દ.

નવ માસ જન જનની જઠરમાં, જન્મતા પ્હેલાં રહ્યો;
પરિતાપ પાપ અમાપથી, અન્તર પટે અતિશે લહ્યો;
તેવે સમય તુજને તહિં, શું તત્ત્વજ્ઞાન થતું હતું ?
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું; ૧

પયપાન માતાનું કરી, પ્રિય ? પરમપોષણ પામતો;
સ્નેહે સુકોમળ અંગથી, દિનદિન અધિક વધતો જતો;
ઉત્કૃષ્ટ આત્મા ભાસને, મોહન તમસ્ અટકાવતું;
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું; ૨

સહવાસથી સહુ વસ્તુને, સમજી સજી તેં સાનને;
શબ્દો સ્વજનના સરસ તે, સુણવા ધરે તું કાનને;
તદનન્તરે ઉચરે ખરે, વાચક મધુર મન ભાવતું;
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું; ૩

દન્તો દયા આણી દિધા, ભલું ભક્ષ્ય ભોજન ચાવવા;
જઠરાગ્નિ પ્રબળ કર્યો પછી, તે ખાનપાન પચાવવા;
પાદદ્વયે કરી સંચરી, લે સ્થાન જે ઉર આવતું;
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું; ૪

કરથી શુભાશુભ કાર્ય તે, સંસ્કાર સદૃશ કરાય છે;
નયને નિહાળીને નવું, તૃષ્ણા તલપવા થાય છે,
રસ ગન્ધ શબ્દ સ્પર્શ રૂપ, એ વિષય પંચ નચાવતું;
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું; ૫

બાલા વિતાવી ખેલમાં, જલદી જુવાની જાય જ્યાં;
વૃદ્ધા વયે કૈં થાયના, પરમાર્થ તો સત્સ્હાય ક્યાં ?
ફન્દે ફરી ફોકટ ફસે, ફળ તે તણું શુભ ના'વતું;
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું, ૬

ભાવે કરી ભભકા થકી, ભલિભાત ભોગો ભોગવે.
આ દેહગેહે નેહથી, ભ્રમમાં અહંપદ જોગવે;
ભાવીં ભવાટવીંને વિષે, અટક્યા વિના ભટકાવતું;
જગમાંહિ જીવન જામતાં, કરતો હવે મન ફાવતું, ૭

મતિમન્દ છે સ્વચ્છંદમાં, આનન્દ એમ ઉરે ધરે;
સમજાય અન્તે સ્વપ્ન સમ, યમદંડ જ્યાં શિરપર ફરે,
મોહન હૃદયમાં હોયતો, ભયચક્ર ક્યાં ? ભરમાવતું;
જગમાંહિ જીવન જામતાં, કરના હવે મન ફાવતું; ૮

## ૮૮

# " विद्यारत्न साराष्टक."

हरिगीत छन्द.

બ્રહ્માત્મજા બુદ્ધિ પ્રદા, પદ્માસના પ્રિયકર અતિ;
રસના કરો બસ રસવતી, એ યાચું માત સરસ્વતી;
રસના વિષે રસના હશે, વશ તો ન કોઇ થાય છે;
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે.

છે રૂપ અનુપમ સર્વનું, જન સુરૂપ તેમ કુરૂપનું,
રક્ષણ કરે છે સર્વથા, જે રંકનું કાં ભૂપનું;
ગુરુનો ગુરુ પ્રત્યક્ષ એ, અનુભવથકી સમજાય છે;
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધ વિધ વિધે વખણાય છે;

રાજા તણું જ્યાં રાજ્ય છે; ત્યાં રાજ્યપદનું માન છે;
વિદ્વાનનું આદેશ ને, પરદેશમાં સન્માન છે;
જશ જામવા જય પામવા, જુગતે જરૂર જણાય છે;
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે;

કાન્તાથકી કે કનકથી, ના શાન્તિ લેશ કશાથી છે;
વિદ્યા સ્વદેશ વિદેશમાં, સંકટ સમયનો સાથી છે;
તેના વિના જીવનવને, પશુના સમાન મનાય છે;
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે;

ધન લાભ આપે પાત્રતા, તેથી પ્રતિષ્ઠા જાળવો;
તે નિશ્ચયે વિનયે કરી; જેથી વિનય સંભાળવો;
વિદ્યા વિનયનું મૂળ છે, કે તે વિના ન સધાય છે;
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે;

લવ આધિ વ્યાધિ ઉપાધિ એ, ત્રયતાપ ના પીડા કરે;
સુખ દુઃખ સ્હેવા સર્વને, આપે સહનશીલતા ખરે;
આરોગ્યતા સહ વધવો, એથી સકલ સેવાય છે;
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધ વિધ વિધે વખણાય છે,

મદ હસ્તી જેમ ઝરે અરે ? કળના અવિદ્યા આગળે;
સહુ રોષ દોષ પળે ટળે; વિદ્યાર્થી જ્ઞાન ભલું મળે;
ઐહીક ને આમુષ્મિકે, અધિકાર અધિક સજાય છે;
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે;

જો પાર્થ સાર્થ કૃતાર્થ છે, પરમાર્થમાં ને સ્વાર્થમાં;
જેની કૃતીથી ભગવતી; ગીતા ગવાય હિતાર્થમાં;
પ્રભુપાદ પંકજ પ્રેમમાં, મોહન રહેવા ચ્હાય છે,
આ વિશ્વમાં વિદ્યા સદા, વિધવિધ વિધે વખણાય છે;

## "स्पष्टदृष्टि नष्टाष्टक."

હરિગીત છન્દ.

સન્મિત્ર મિત્ર સમસ્તમાં, સવિતા નમું સાષ્ટાંગથી;
સાક્ષી જગચ્ચક્ષુ પ્રભો? લોકત્રયે કરતા ગતિ;
દિન બન્ધુ આપ કૃપાવિના, કો કષ્ટ મારૂં ના હરે;
થૈ નષ્ટ દૃષ્ટિ સ્પષ્ટ ત્યાં, અદૃષ્ટ દૃષ્ટ લહું ઉરે. ૧

ઉપનેત્ર અંજન અર્ક એ, ઉપચાર તર્ક થકી કર્યા;
અધિકાર વિણુ સંસ્કાર સૌ; ઉપયોગના તે ના ઠર્યા;
સંયોગ યોગ ન વસ્તુનો, કાયમ વિયોગ વહ્યા કરે;
થૈ નષ્ટ દૃષ્ટિ સ્પષ્ટ ત્યાં; અદૃષ્ટ દૃષ્ટ લહું ઉરે; ૨

બલ બુદ્ધિ શુદ્ધિ સમૃદ્ધિથી, વપુકાન્તિ વૃદ્ધિમતી થતી,
તેવાં સબળ સાધન વિના, આત્માતણી કયાં? ઉન્નતિ;
યત્ને કરૂં આરમ્ભ તે; પરિણામમાં પાછા ફરે;
થૈ નષ્ટ દૃષ્ટિ સ્પષ્ટ ત્યાં, અદૃષ્ટ દૃષ્ટ લહું ઉરે; ૩

દુઃખી દરિદ્રી દીન હું, દુર્દૈવ દાહે દાઝતો;
ગમ્ભીર ધીર જ્ઞાની ગણે, વળિ સરલ સુજ્ઞ સમાજ તો;

નહિ યોગ્યતા છે ભાર આ, આભારનો મારાપરે;
થૈ નષ્ટ દૃષ્ટિ સ્પષ્ટ ત્યાં, અદૃષ્ટ દૃષ્ટ લહું ઉરે; ૪

સમ્પત્તિ દૈવી એક છે, જે મુક્ત કરતી લોભથી;
નયનેક ટેક વિવેકની; વયમાં વિશેષે શોભતી;
પરવશ પણે પણ હું વહી, પડતો ન પન્થે પાધરે;
થૈ નષ્ટ દૃષ્ટિ સ્પષ્ટ ત્યાં, અદૃષ્ટ દૃષ્ટ લહું ઉરે. ૫.

સઘળે પ્રસિદ્ધ પરમ્પરા, સુખ દુઃખ આદિદ્વન્દ્વની,
આ કીટ બ્રહ્મ સુધી અહા? વ્યાપી રહી થોડી ઘણી,
ત્હાવું શરણ કોનું અહિં, ઉદ્વેગરે એ અન્તરે;
થૈ નષ્ટ દૃષ્ટિ સ્પષ્ટ ત્યાં, અદૃષ્ટ દૃષ્ટ લહું ઉરે. ૬

સન્તોષમાં સુખ સર્વથા, સમજી સજું હું શાન્તિને,
વિદ્યા વિનોદ વિલાસનો, ઉલ્લાસ હરતો ભ્રાન્તિને.
અંગે ઉમંગ છતાં જતાં, નહિ સંગમાં કો સંઘરે;
થૈ નષ્ટ દૃષ્ટિ સ્પષ્ટ ત્યાં, અદૃષ્ટ દૃષ્ટ લહું ઉરે, ૭

હરિગીત છન્દ પસન્દ તો, આનન્દ મન્દ ન એ વિષે.
ફોકટ ફસીને ફન્દમાં, વળવું નહીં અવળી દિશે.
ભાવે ન ભાવે ભાવિમાં, મોહ ન કદી ધરવો ખરે!
થૈ નષ્ટ દૃષ્ટિ સ્પષ્ટ ત્યાં, અદૃષ્ટ દૃષ્ટ લહું ઉરે; ૮

# मङ्गलाष्टक.

હરિગીતછન્દ.

ગણુનાથ ગિરિજામાતને, શિવતાત સવિતા શ્રીપતિ;
પંચાયતન પદ પદ્મમાં, પડીને ચહું મંગલ મતિ;
આ દમ્પતી સુસ્નેહની, સમ્પતિને સદને સહો-
શ્રી શુદ્ધિ બુદ્ધિ સમૃદ્ધિથી, સંયુક્ત યુગ્મ સદા રહો. ૧

વિદ્યા વિનય વાણી વિમલ, અભિવૃદ્ધિ એની આદરો;
વસુને વિવેકે વાપરી, વિશ્વે વિજય ધ્વજને ધરો;
સદ્ધર્મ કર્મ પ્રભાવથી, યશ અચલ દશદિશમાં વહો. શ્રી. ૨

શુભ નીતિના સંચારથી, સન્માન સઘળે સાધજો;
સૌજન્ય સમતા શાન્તિએ, વપુમાં વિશેષે વાધજો;
ગમ્ભીરતા નિર્દમ્ભ લહિ, દૈવી ઘણા ગુણને ગ્રહો. શ્રી. ૩

પરમાર્થ કાર્ય વિચારમાં, ઔદાર્ય અનુપમ આપજો;
જગદીશ જીવનદીર્ઘતા, શશિ સૂર્ય સાથે સ્થાપજો;
અધિકાર વધતાં સર્વથા, હિત સર્વનું ચિતે ચહો. શ્રી. ૪

અભિનન્દને વન્દન કરો, દ્વિજ દેવ ગુરુ પ્રત્યે પ્રીતિ;
મન માનતા સુમનોરથો, સેવો સમસ્ત રુડી રીતે;
સંસ્કારથી સંસારમાં, સુખ સાધનો અધિકાં લહો. શ્રી. ૫

અંગે અભંગ ઉમંગથી સત્સંગતીને, શોધશો;
નિઃશંક તત્ત્વ વિચારથી, ગુણ સત્વના ગ્રાહી થશો;
ઋણુ ત્રણ થકી અઋણી રહી, દારિદ્ર દીનતણાં દહો.શ્રી. ૬
વ્યવહારનો લહીં મર્મને, ઉપકારમાં આગળ વધો;
આ દેશના ઉદ્ધારમાં, લક્ષે કરીને લક્ષ્ય દો;
દઇ સ્હાય કૈં સત્પાત્રને, ધીરજ મને ધરવા કહો. શ્રી. ૭
આ શીષ નામી ઈશ હું, આશીષ આપું તે ફળો;
દૈવી ગણાઓ દમ્પતી, અમિ વૃષ્ટિ આંખ વિષે ઢળો;
મોહન મને ધરતાં કહું, મંગલ મહા પ્રત્યક્ષ હો. શ્રી. ૮

मंगलाष्टकं समाप्तम् ।

---

ૐ

## નૂતન વર્ષાભિનન્દન.

---

રાગ ભૈરવી ત્રિતાલ.

અનુપમ અવસર આ આજ લહ્યો;
મંગલમય ધ્વનિ પ્રસરાઇ રહ્યો;
અતિ સીત સુધીર સમીર વહ્યો;
મધુરો સુખવાસ સુવાસ ગ્રહ્યો.
આનન્દ અલૌકિક દૃષ્ટ થયો;
સુખ શાન્તિ સુસમ્પ સમેત નયો;

સંસાર અપાર ઉદ્ધાર ભર્યો;
પ્રભુ તે ઉપકાર ન જાય કહ્યો; અનુપમ૦

જન અંગ અભંગ ઉમંગ વસ્યો;
નિ:શંક સુસંગતિથી વિકસ્યો;
વપુવર્ણ સુવર્ણ થકી સરસ્યો;
જ્યમ સાકર દુધ સબંધ સહ્યો. અનુપમ૦

જ્ઞાનામૃત રસ બસ ઠીક ઠર્યો;
અન્તરમાં અતિ ઉલ્લાસ ભર્યો;
મન મોદક પુણ્ય પ્રભાવ સ્ફુર્યો;
ઉત્કર્ષ પ્રદર્શિત થાય અહો ! અનુપમ૦

ધૃતિથી રતિ ધર્મ વિષે ધરવા;
કૃતિથી જયને જશ આદરવા;
વરદાયકથી વરને વરવા;
પ્રિય મોહન ચિત્ત ખચીત ચહ્યો. અનુપમ૦

# પ્રકરણ ૧ લું.

## પવિત્ર પદ્માવતી.

### પદ્માનો પરિચય.

હરિગીતછન્દ.

સદ્‌બુદ્ધિદાયક સર્વના, શિવ પુત્રને સ્નેહે સ્મરૂં;
આ પ્રેમની પ્રતિમા વિષે, આલેખવા ઈચ્છા કરૂં;
પ્રિય વાચકો ? પણ છન્દમાં, મતિમન્દ મારી જાણજો;
કૈં દોષ દૃષ્ટિ પથે પડે તો, રોષ ના ઉર આણશો;
જલમાં મળેલા દૂધને, જ્યમ હંસ શોધે પ્રીતથી;
સાજશો સુસાર અસારને, અલગો કરી એ રીતથી;
કથની પવિત્ર કુટુમ્બની, આ લક્ષ્યમાં લેશો તમે;
જેની જગે ન જડી શકે, જોડી જમાનાને ગમે;
રમણીય તાપી તટ નિકટ, સ્મરણીય શુભ સંસ્થાન છે;
મમ હૃદયમાં મનરંજકર, તે સૂર્યપુરનું ધ્યાન છે.
દ્વિજ સુમનચન્દ્ર કરી સુજન, કો ત્યાં સુખે વસતો હતો;
નામે મનોજ્ઞા સદ્‌ગુણી, સ્ત્રી તે થકી સુખ માનતો;
ધન ધામ નામ તમામમાં શુભ યોગ તેનો સંભવે;
શ્રેણી વડિલની સાચવી, રેણી રુડી રાખે ભવે;

નિજ ગૃહસ્થા શ્રમને વિષે, પરમાર્થ પ્રીતે સાધતો;
અનુકુળ સમયે ઇશને, આનન્દથી આરાધતો;
સદને ન સન્તતિ નાણિને, શાણી સુશીલાને સતી;
પતિના પ્રતિ પ્રેમે કરી, પ્રશ્ન પ્રસંગે પૂછતી;

મનોજ્ઞા.–ગૃહસૂત્ર પુત્ર વિના ભલે, ચાલે પરન્તુ વ્ય
નહિ અન્ત સદ્દગતિ થાયતો, સમ્પત્તિથી શો અ
ધર્માચરણ શરણે રહી, કદિના અધર્મ વિષે વહૈ
પુણ્ય પ્રભાવ ગયો કંઈ, સમજી શકું હું તે નહૈં

સુમન.–સમ્પત્તિ સન્તતિ સદ્દગુણી, સ્રી પૂર્વના પુણ્યે
આ જન્મ કર્મ જમા થતાં, આગળ અવસ્યે તે
સત્શાસ્રનાં વચનો વિષે, વિશ્વાસ રાખીને રહો;
સન્તોષમાં સુખ સર્વથા, લોકોક્તિને મિથ્યા લહે
અન્તર પ્રદેશે એ વિધે, ઉપદેશથી સજી શાન્તિ
આત્માભિમુખ વૃત્તી વડે, કરી દૂર સઘળી ભ્રાન્તિ
અનુકૂળ પ્રારબ્ધે કરી, દિન તો મનોજ્ઞાનો ચડરે
તે ગર્ભ શોભિત ધારતી, સમયે સીધો પાસો પ
પ્રભુના પ્રસાદે પ્રેમદા, પામી પરમ પ્રિય પુત્રને;
લહિયોગચન્દ્ર કરણ તથા, તિથિવાર શુભ નક્ષત્રં
પ્રતિ દિવસ શુકલ શશીક્રમે, ગુણ રૂપમાં વધતો
અનુપમ સહર્ષોત્કર્ષથી, જનની જનક મન ભાવ
સંસ્કાર હરિહર પદ થકી, સજીનેહ નામ વિષે

ઉપનીત થૈ તેણુ પછી, અભ્યાસ ઉત્તમ આદર્યો;
પ્રારબ્ધ આડું પાંદડું, તેને ન કોઇ શકે કળી;
કુલ દીપિકા કન્યા વળી, ગુણુ શાલિની પદ્મા મળી;
કોમલ કમલકલિ સમ ખિલે, સુન્દિર શરીર શશીમુખી;
લાવણ્યને લાલિત્યથી, વિકસે વિશેષ દિસે સુખી;
હુન્નેત્ર પદ કર કમલતે, જલ કમલની સ્પર્ધા કરે;
છે કેસ શેષફણા મણા, ના હંસગત ગતિ આદરે;
વળી વર્ણ સ્વર્ણ કૃશોદરી, કટિ કેસરી સમ શોભતી;
હસતાં અધર અમૃતઝરે, અપ્રતિમ એ પદ્માવતી;
ભૃગુપુર વિષે તેનો પિતા, ન્યાયાસને અતિ શોભતો;
તે બુદ્ધિસાગર નામથી, પ્રખ્યાત ગામ વિષે હતો;
કન્યા વયે થઇ જોઇને, તેને વળાવે સાસરે;
તનયા પ્રતી માતા રુડો; ઉપદેશ નીતિનો કરે;
શાણી શિખામણુ શુણુ હવે, આણી ઉલટ તું અન્તરે;
વસવુંશ્વશુરગૃહ એ નથી, સુખ સ્હેલ જાણુ સુતા ખરે;
છે દુઃખ આકર જાણુજે, સાકર નથી કૈં સાસરે;
નોકર ભલે ચાકર ભલે, પણુ દીનદાસી સ્રી ઠરે;
નાણી વડિલ પ્રત્યે નિચું, વાણી વિવેકે વાપરે;
બોજો બને તે શિર વહી, ઓછો સમોવડનો કરે.
જૂએ વિશેષે વ્હાલથી, સહુ બાલ પ્રત્યે સર્વથા.
દુઃખી અપંગો દીનપર, રાખે દયા દિલમાં તથા;
નિજ પ્રાણુની પરવા વિના, શીયળવ્રતે સુભગા વહે;

પાળે સ્વધર્મ સ્નેહથી, સમજાયે તે દેવી ગૃહે,
શિક્ષાશ્વશુર પક્ષે દિશા, દર્શી શુણી આ માતથી;
પદ્મા સ્વજન પ્રતિ આવતી, હેતે હવે ભલિભાતથી;
સુસ્નેહથી સમ્પી સદા, સહુના હૃદયમાં ભાવતી;
ગૃહિણી ગુણે ગૃહવાસને, શોભાવતી શોભાવતી.

---

## પ્રકરણ ૨ જું.

---

## કૅાલેજમાં હરિહર.

---

હરિગીતછન્દ.

આ લગ્ન કાળ સુધી અહિ, અભ્યાસમાં આગળ ચડયો;
ગુર્જરગિરા ગીર્વાણને, વળિ આંગલ ભાષામાં પડયો;
મેટ્રિકયુલેશન પાસ થૈ, આગળ જવા ચિતે ચહે,
હું જૈશ મોહમયી વિષે, પદ્માપ્રતિ પ્રીતે કહે;
સૌ સ્નેહિયોથી સમ્પજે, વનિતા વિનીતા સદ્ગુણી;
સમયે મ્હને તું જણાવજે, જે હોય કાંઇ નવાજુની;
તપતો છતાં, ત્રણ વર્ષ તો તરૂણી તને ત્યજીને જવું;
અધિકાર ઉત્તમ પામતાં, આગળ અવશ્ય સુખી થવું,

સંયોગ યોગ વિયોગની, કથની શુણી પદ્માવતી,
ગમ્ભીરને ગુણધીર પણ, ગમગીનીમાં પડતી હતી;
ભાસે વિષમ પણ ભાવઆ, હરિહર તણો અન્તર લહી,
મનમાં મુઝાતી માનની, તે શબ્દ એક વદી નહીં,
હરિહર.—સાસૂ અને સસરાતણી, સેવા કરે જે સુન્દરી,
આ લોકને પરલોકમાં, તે અચલ કીર્તિ વરે ખરી;
માટે તમારો ધર્મ તે, સંભાળશો ના ચુકશો,
ભાવી ભલિ ભગવત્કૃપા, નિઃશ્વાસના કૈં મૂકશો;
પદ્મા—મધુરી છતાં દુઃસહ ખરે, પ્રિયતમગિરા આ આપની,
વસવું વિયોગે વિકટ આ, દાઝી ઉદાસી ત્યાં બની.
આજ્ઞા પ્રમાણે પૂજ્યની, સદ્‌ભાવથી સેવા કરૂં,
સંકટ સમયમાં સર્વથા, હું હૃદયમાં ધીરજ ધરૂં,
છો સુજ્ઞ સુખથી સંચરો, પુરુષાર્થમાં પદને ધરો,
વિદ્યા વિલાસોલ્લાસમાં, વ્હાલા ન વનિતા વિસ્મરો,
આશીષથી આજ્ઞા લઇ, માતા પિતાની સંચરે,
મધ્યસ્થ ચર્નીરોડના, શુભ સ્ટેશને ઉતરે ખરે,
માધવ કરીને મિત્રને; આગમન પત્ર લખ્યો હતો,
આ પ્લેટફૉર્મે શોધતો, ત્યાં દૃષ્ટિગોચર તે થતો,
બન્ને બહાર ગયા પછી, વિકટોરિયા ભાડે કરી,
માધવ મુકામે લઇ ગયો, પુર પ્રેમ ઉરમાં આદરી;
આમિત્ર બે સ્વાજ્ઞાતિના, સંકોચ લેશ હતો નહીં,
ભોજન ભલાં ભાવે જમ્યો, સૌ સાથમાં હરિહર રહી

સર્ટીફિકેટ લઇ ગયો, કૅાલેજપ્રિવિયસ કલાસમાં,
અભ્યાસમાં આગળ વધ્યો, આનન્દ ને ઉલ્લાસમાં,
લખતો ખુશાલીની ખબર, સૌ સૂર્યપુર વાસી પ્રતિ,
મારા ઉપર આ મિત્રના, ઉપકારની સીમા નથી,
આવી રજા રવિવારની, પખવાડિયું, પૂરૂં થયું,
સ્નાનાદિસહ ચ્હાપાન લૈ, ફરવા જવા ચિત્તે ચહ્યું.
આ સ્થાન ભૂલેશ્વર અને, શ્રીનાથજીની મધ્ય છે,
વળિ અન્ય સુન્દિર મન્દિરો, જેથી મનુજ મન શુદ્ધછે,
મર્દા. મિત્ર બન્ને જાય છે, અવલોકતા આ ધામને,
હરિહર.-પ્રિયમિત્ર! અત્ર અપાશોવ, વસવા મ્હને ઠિક ઠામને,
માધવ.–અડચણ પડે જે આપને, તે યુક્તિથી આઘી કરૂં,
પણ અન્યસ્થળની યોજના, એ વાત ના લક્ષ્યે ધરૂં,
ના ભેદ તો યે મિત્રને, જૂદો ગણો જો આપથી,
ઇચ્છા પ્રમાણે આદરો, ના કામની મારી મતિ,
હરિહર. આશ્રય મળ્યો અહિં આપનો, ઉપકાર એ ઓછો નથી
કરુણા કરો કારણ કહું, લાંબોસમય કરવી સ્થિતિ,
કૅાલેજના અભ્યાસમા, વાચન વિશેષ અગત્યનું,
એથી કરીને સ્થળ મ્હને, એકાન્ત શાન્ત રુચે ઘણું,
દશ દિવશ પ્હેલાં સાથમાં, જે રૂમ ખાલીથૈ હતી,
પાછા ફરી માલીકને, પૂછી લીધીતે પ્રીતથી,
હરિહર રહ્યો ત્યાં હર્ષથી, ખસતોજતો અહિંથી ક્રમે
કૅાલેજમાં ભણવું અને, જે લોજમાં જમવું ગમે,

મળવું થતું બેમિત્રનું, અવકાશમાં રજની સમે,
તો સૂર્યપુર સંભારતો, દિન એ વિધિ ત્યાં નિર્ગમે
કદિ પ્રેમની પ્રતિમા પ્રતિ, પણ પત્રને લખતો હતો,
તત્કાલ તેના તરફથી, ખુશખબર મેળવતો હતો,
પ્રિવિયસ અને ઇન્ટર સુખે, પોતે પસાર કરી રહી,
બેઠો બી. એ. ના કલાસમાં, સમ્પૂર્ણ ઇષ્ટકૃપા લહી,
આવ્યા રજાના દિવસ કૈં, માધવ અને હરિહર મળ્યા.
દેશી વિદેશી વસ્તુના, ગુણદોષની વાતે વળ્યા,
સંસ્કૃતવિષે શિક્ષક છતાં, માધવ વયે પચ્ચીસનો.
ઉદ્યોગ સાથે આદરે, નિજદેશની સેવાતણો,
પૂછે પછી તે પ્રીતથી પ્રિય? આપ અપટુડેટ છો,
શિખરે જમાનાના ખરે પહોંચ્યા તમે તો ઠેઠ છો
કરશો તમે શું? ત્યા રહી, તે સ્નેહથી સમજાવશો
આદેશનો ઉદ્ધાર કે, પરદેશ પ્રીત જમાવશો,
સંક્ષેપમાં સાચી કહું, હું વાત તે ઉર આણુશો,
સુ વિચારથી આત્મોન્નતિ, આપે અવશ્યે નાણુશો;
આ રાજ્યલક્ષ્મીને વર્યાં અતિથી પણે આવી અહિં,
પરદેશના પણ દેશમાં, સત્તા સબળ તેની થઈ,
રચી મોહમાયા જાલ તે વિસ્તારથી જો છાઇ છે,
સહવાસથી સહુને ગમે, વધતી વિશેષ વડાઈ છે,
જેકેટ કોટ ખમીસને, નેકટાઈ કૉલર પેન્ટ છે,
સજી હેટ ફક્કડ થૈ ફરે સાથે સુગન્ધી સેન્ટ છે,

એથી અધિક ઉપયોગની, કળથી કળાઓ આદરી,
તન મન અને ધન સમ્પદા, આ દેશની લીધી હરી,
દુર્બળ શરીર બની ગયાં, બોજો અશેર ન ઉપડે,
બેશી શકાય ટટારના, આહા અરે ? જ્યાં ત્યાં પડે,
મેટ્રિક બી. એ. એમ એ, ભલે કલ્યાણ તેથી શું ? થયું,
શારીર માનસ બલ બધું, ડિગ્રી વિષે નિષ્ફળ ગયું,
આ કાળમાં એ હાલનું, આયુષ્ય હોયે કેટલું,
પેદા કરી પૂરૂં કરે, ખર્ચે ખુશીથી તેટલું;
અપવાદ દાખલ કોઈ કૈ, અધિકારથી ઉંચા થયા,
ના ના નહિ દિલમાં દયા, નિજ દેશની તો છો રહ્યા,

હરિહર.—આ સૌ હકીકત સાંભળી, ઠરતી નથી મારી મતિ
હું સર્વથા સમજું તમે, જે સાર શોધ્યો છે મથી,
છે કૂપ મંડુક ન્યાયથી, આ અવદશા નિજ દેશની,
મન્થન મહાસાગર કરી, સુખ લે પ્રજા પરદેશની,
જૂના જમાનાના જિવો, કલેશી હતા કહેવાય છે—
જો આ જમાનો આજનો, આનન્દમાં જોવાય છે;
ના જાણશો કે નકલમાં, નિજ ભાન હું ભુલનાર છુ
સાથી સુધારાનો બન્યો, પણ સારને સજનાર છું,
કોઇ કહેશે દેશનું કલ્યાણ હું કરનાર છું,
તન, મન તથા ધન ધીરજે; દીક્ષા હવે ધરનાર છું,
પ્રારબ્ધ તો કર્મે કરી, જૂદાં જણાય સમસ્તમાં
તે એક કરવાં એ નથી, માલીકના પણ હસ્તમાં

નહિ બુદ્ધિ ભેદ જણાવતાં, અનુકૂળ સૌને વર્ત્તવું,
કળિ તેમના મતને મળી વળિ સરળ જ્ઞાનીએ થવું,
જો સમ્પ સૌમાં ના દિસે, તો વ્યર્થ શું ? વળનાર છે,
દેશોન્નતીની એકુંચી, અધિકારી ને મળનાર છે

---

## પ્રકરણ ૩ જું.

---

## ચપળચન્દ્રિકા.

---

હરિગીતછન્દ.

અહિં વિબુધ ચન્દ્ર કરી યુવક, સ્વજ્ઞાતિનો સાથે હતો,
બી. એ. તણા અભ્યાસમાં, તે મિત્ર હરિહરનો થતો,
છે બ્હેન તેની ચન્દ્રિકા; મેટ્રિક્યુશન કલાસમાં;
વય યોગ્ય પન્દરનું થયું, અભિલાષ વિવિધ વિલાસમાં;
સંસારમાં આ ધર્મના. મર્મે વ્યથા કાંઈ પામતું;
કદલીસમું કોમલ તનુ, અતનુ જ્વરે તપતું જતું,
બે ખંડ બીજા માળના, ભાડે કર્યા વિબુધે હતા;
નજદીક ખુલ્લા ચોકથી, ચોખ્ખી હવાનો લાભ ત્યાં;
ફુલ, ઝાડ, વેલ, વધેલ તે, શોભે ઉઘાડા ભાગમાં;
રવિવાર સાંજ વસન્તની, છે ચન્દ્રિકા તે બાગમાં;
લઇ પુષ્પ હસ્ત ગુલાબનું, એકાન્તમાં બેઠી હતી;

અવકાશમાં આસ્થાનની સંમ્ભાળ તે લેતી હતી;
મનની વિચાર પરમ્પરા, વધતી ગઇ વિસ્તારમાં;
સૌન્દર્યને સરખાવતાં ભૂલી પડી વ્યવહારમાં;
લ્હેરી પવનની આવતાં, નિજવસ્ત્ર તન પરથી ખસ્યું,
વિધ વિધ વિષયવશ ધ્યાનથી, જાણે ન તેણી આકશું;
કારણ પરત્વે આ સમે, હરિહર યુવક આવ્યો અહિં;
આ વાસમાં ના કોઇને, જોઇ ગયો ચપળા જહિં;
લાવણ્ય લલનાનું લહી, લક્ષ્યે જરા લજ્જિત થયો;
તત્કાલ અંકુર એહના, અન્તર વિષે ખીલી રહ્યો,
ચેતી ચપળ એ ચન્દ્રિકા, હરિહર નિહાળ્યો નેહથી;
મુગ્ધા ગઇ શરમાઈ ત્યાં, વ્યાકુળ થતી અતિ સ્નેહથી;
થૈ સ્વસ્થ તનમનથી છતાં, વધુ ચન્દ્રિકા ન વદી શકી;
મંજુલ સ્વરે પૂછ્યું પછી, પોતે પધાર્યાં કયાં થકી;
આજે રજાનો દિન છે લહી, માધવ મુકામે હું ગયો;
મળતાં નતે પ્રિય વિબુદ્ધને; ચિત્તે ચહી અહિંઆ વિયો,
પણ તે તથા તમ તાતને, માતા ન જોયાં ધામમાં,
વિસ્મય થૈ વળતાં વળી, તમને દિઠાં ઠિક ઠામમાં;
આનન્દને આશ્ચર્યએ, ઉભયે મ્હને ઘેરી લિધો;
કંઇ કામમાં લાગો તમે; હું જૈશ ઘેર હવે સિધો;
નિષ્પાપ અન્તર છે છતાં, અપવાદ કોઇ આપશે;
સલુણી સમય સારો નથી, મિથ્યા ગુન્હામાં સ્થાપશે;
ચિત ચન્દ્રિકા ચમકી અને, આ રીત ઉત્તર આપતી;

ગમ્ભીર ગુણશાળી તમે, ધીરજ ધરો ચિન્તા નથી
વિગતે વિવાહ વિચારવા, મમ તાત સૂર્યપુરે ગયા;
સમ્બન્ધિકો માંદુ હશે, જોવા ગઈ માતા જયા;
આવીશ નવની સન્ધિમાં, વિબુધે કહ્યું છે જાણશો;
વિજ્ઞપ્તિ એક કરૂં હવે; તે આપ અન્તર આણશો;
જઈ રૂમમાં બત્તી કરી, ખુરશી મુકી બે વ્હાલમાં;
સત્વરકરી સંચેચહા; સત્કાર કીધો વ્હાલમાં,
મુખવાસ લૈ બન્ને જણો; બેઠાં હતાં ઉલ્લાસમાં;
ચતુરા ચહે ઉર ઉર્મિયો; કરવા સમસ્ત પ્રકાશમાં;
પરવા કરે ના કોઈની; છે મસ્ત મધુરી માનમાં;
વધતી વિરહની વેદના; હરિહર વિલોકી સ્થાનમી;
આવી પહોચી માત ત્યો; સંયોગ યોગજ તોરહ્યો;
મુખમ્લાનથૈ તે ચન્દ્રિકા; આસમય સોનાનો ગયો;
પૂછે પરસ્પરથી ખબર; ત્યાં વિબુધ પણ આવી ચડયો;
આ ચંન્દ્રિકાનો ચંન્દ્ર તે; હરિહર પછી છૂ
ચિત ચોરના ચમકારથી; નિન્દ્રા નયનમાં ના'વતી
હરિહર મનોહર મૂર્તિઆ; અન્તર વિષેભલિ ભાવતી;
માતા પિતા ભ્રાતાબધાં; દુસ્મન દિસે મારાં અરે;
સમ્બન્ધ સાધે સ્વાર્થથી; સૈ વૃદ્ધસહ મારો ખરે;
એરીત વાત વિચાર નો ઉપચાર અન્તરથી સ્ફુરે;
જીવન સમર્પું એહને; નિશ્ચય સુદૃઢ એવો કરે;
ઝટપટઉઠી બીજે દિને; નિજ નિત્ય કર્મ સમેટતી;

સમજી ગઇ માતા જયા, ગભરાયલી છે ગુણવતી;
ઘરથી રજા લૈ નીકળી; તત્કાલ ચંચળ ચાલમાં;
પૂછી સકી તેને નહીં; માતા કશું આહમાં;
અહિં ઇષ્ટને અવલોકતાં; અન્તર પ્રસન્ન ઘણી થઇ;
તેના હૃદયનો ભાવતે; સંકેતથી સમજ્યો સહી;
આવો કહ્યું અતિહર્ષથી; દઇ આવકાર રુડી રીતે;
પછિ તે કુશળતા પૂછતાં; કથની શરૂ કરતી પ્રિતે,
સજવી કુશળતા સર્વથા; કરુણા લહીને આપની;
કારણ કહું તે સાંભળો; અવળી થઇ મતિ બાપની;
તેણે વિવાહ કર્યો અરે ? કો વૃદ્ધસાથે માહ્યરો;
લઇ પ્રથમ પાંચ હજાર ને; કરતો મજા ઉરમાંધરો;
કીધો વિલાસે ઘાટ આ; ખર્ચીં ખિસાની ખૂટતા;
લેશે પછી પણ પાંચતે; ત્યાં લગ્ન વિધિ મારો થતાં;
તે સૂર્યપુર કાલે ગયા દિન લગ્નનો નિરધારવા
માતા મ્હને રિઝવે ઘણું; આપન્થ પાર ઉતારવા;
ચિન્તા હતી અતિ ચિત્તમાં; કાલેમ્હને કળ કૈં મળી;
હરિહર તણે શરણે જવું; આપે અભય આ સાંભળી;
ગઇ રાતનાં થઇ વાતના; પણ આપ અન્તરમાં વસ્યા;
નિદ્રાન આવી નયનમાં; વિરહે કરી ભૂરી દશા;
સંક્ષેપમાં આક્ષેપકે; વિક્ષેપ લેશ નડે નહીં;
અબળા ઉગારો આસમે; પોતેજ કર મોરા ગ્રહી;
હરિહર—સજશાન્તિ ભ્રાન્તિભજી શમા; આ દુઃખ દારુણછેખરૂં;

ભગવત્કૃપાથી ભામિની; ભાવી ભલું તારૂં કરૂં;
કહું વાત એક વિવેકની; તે લક્ષ્યમાં લેજે હવે;
છે લગ્ન તો મારૂં થયું; વિધિ અન્યથા ના સમ્ભવે;
મારો વયે છવ્વીસનો; છેમિત્ર માધવ સદ્ગુણી;
ગમ્ભીર ધીર વિવેકિતે; જેનો જગે છું હું ઋણી;
વિદ્યા વિનય સમ્પન્નછે; સુભગે? સદા સાચું કહું;
સમ્બન્ધ તોડી વૃદ્ધથી; ત્યાં જોડવા ચિત્તે ચહું;
ગિરવજ્ર ઘાત સમીહમી; નગમી ઉરેન ખમીશકી;
રે? તે પડી પૃથ્વીપરે; પલવારમાં મૂર્ચ્છા થકી;
કરવા સચેત અચેતને; છાંટયું ગુલાબ હરિહરે;
લહિ સાન ભાનસજી કહે; આશા નિરાશા થૈ અરે!
ગુણ રૂપ ને વિદ્યાતણો; માધવ ભલે ભંડાર છે;
પ્રિયતમ ગણું પણ આપને; એ સત્ય હૃદયોદ્ગારછે;
સમ્પી રહુંહું સ્નેહથી; ભૂલું નહીં ઉપકારને,
ભગિની સમી સમજું સદા; તેપૂર્વની તમદારને;
ચહું આપવિણ નહિ અન્યને; મારી પ્રતિજ્ઞા મનજો;
ન રુચે છતાં જો આપને મમ પ્રાણહાણ પ્રમાણજો;
સમ્બન્ધ હાલ કર્યાં થકી; અપવાદ જનમાં આવશે;
થાશે કલંકિત કીર્તિને; કૈં લાજ લાખેણી જશે;
વળિ ઇશ છે જે ધારણા, અવધારણા તેની કરે;
અન્યાયમાં ના સ્હાયતે, કદિ કોઇની કૈં આદરે;
આ યુકિતપાર પડયાં પછી, પ્રમદા તને ગમતું કરૂં;

શંકા કશી કરતી નહીં, મમ હૃદયમાં હેતે ધરૂં,
એ રીતથી આશ્વાસના, કરતાં સહર્ષ થઇ કંઇ;
ઉપચાર આજ શરૂ કરૂં, સુમતે ? જરા ગભરા નહીં,
લેમન બનાવી લૈ પછી, મુખવાસમાં ગ્રહિ એલચી;
કૅાલેજમાં બન્ને ગયાં, પ્રભુએ ખરે રાખ્યાં શુચિ,
નિજ ન્યાતના અગ્રેસરો, પ્રતિ પત્ર તે રાતે લખે;
છે સુમન પણ આ પંચમાં, સમજી શુભાશુભ સો શકે,
અધ્યક્ષ વિદ્વદ્ મંડળી, શ્રી સૂર્યપુરમાં શોભતી;
આજ્ઞા પરાયણ આપનો, હરિહર લખું વિનયે અતિ,
ઇશ્વર કૃપાએ સર્વથા, સુખશાન્તિ અહિં મળતી મ્હને,
અન્તર ચહું એ રીતથી, ત્યાં કુશળ આપ સમસ્તને;
વિજ્ઞપ્તિ એક કરૂં હવે, તે આપ લેશો લક્ષમાં,
કરશો વિચાર વિવેકથી. સર્વે ગણ્યાઓ દક્ષમાં;
નામે વિલાસ વિલાસમાં, બેઠો બંધુ ધન ખોઇને,
કન્યા કરી મોટી લીધા, વસુ સ્વાર્થમાં ચિત્ત પ્રોઇને;
લૈ પ્રથમ પાંચ હજારને, હમણાં ઉડાવે છે મજા.
લેશે પછી પણ તેટલા. ત્યાં ચતુર્ભુજ તેને ભજ્યા;
ગરજી ઘણો કરજી બની; રાજી કર્યો કંઈ વિત્તથી,
પહોંચ્યા વયે પંચાવને, પણ પરણવામાં પ્રીતથી;
કન્યા અને માતા પિતા, દુઃખી વિશેષ જણાય છે,
જે ન્યાતમાં વિક્રય થતા, તે શ્રેષ્ઠ નેષ્ઠ ગણાય છે,
વળિ વૃદ્ધને વેચી સુતા, સુખિયા થવા કો ચ્હાય છે,

લઇ દીપને કૂપે પડી, એ અન્ધ ગોથાં ખાય છે.
અન્યાયથી ધન પ્રાપ્તિ તે, દશ વર્ષ બાદ વહી જતી,
સાથે સદનની સમ્પદા, સઘળી ખરે ખાલી થતી;
કૈંઈ અલ્પ સુખનાં સાધનો, જગના જનો ચિત્તે ચહે,
પૂર્વા પરે ન વિચારતાં, તે નર્ક ગર્ક બની રહે;
ગુર્જર પ્રદેશ વિષે દિસે, વિધવા વિશેષ પ્રમાણમાં;
નિઃશંક વૃદ્ધ વિહાવને, વિક્રય મનાય નિદાનમાં;
આ દુષ્ટકાર્ય અનીતિનાં, આરમ્ભથી અટકાવશો,
ચાહો ઉદય જો ન્યાતનો, તો નિતી રીતિ ટકાવશો;
નિજ બાલના કૈં દોષથી, ના રોષ ધરવો સમ્ભવે,
"सुज्ञेषु किं बहुना" ઇતિ, શ્રુતિને સ્મરી વિરમું હવે;
આ પત્ર સાથે તાતને, પણ ખાનગી જણુવ્યું હતું;
આ ચન્દ્રિકાનું આપથી, માધવ થકી મન માનતું;
પત્રો લખેલા કોટની, અંતર ખિસામાં નાખતો,
વેળા વહીગઈ આજની, લહિ કાલપર તે રાખતો;
વૈશાખ શુદ્ધિ પંચમી, દિન લગ્નનો નિરધાર છે,
કરવા વ્યવસ્થા તે તણી, ઉલટે વિલાસ તયાર છે;
સાળો ઘણો શાણો અને, હુંશિયાર અમદાવાદમાં,
સંકેત આ સમજાવવા, તે ત્યાં ગયો લઇ યાદમાં;
ઠપકો દઇ તેણે કહ્યું, જન નિંદશે આ કામથી,
મારે કબૂલ નથી તમે, આ દાવ ખેલો દામથી;
હું અર્ધ મંડપનો ધણી, પૂછ્યું પ્રથમ મુજને નથી,

વિધવા થવા એ વૃદ્ધને, કન્યા અરે ? દેવી નથી;
છે છોકરાના છોકરા, પણુ ડોકરાનો ડાટ છે,
જાણ્યા છતાં પડવું કુવે, સ્વાર્થાન્ધનો એ ઘાટ છે;
વીલે મુખે પાછો વળ્યો, ન ખળ્યો પળ્યો પછી ફ્રાસ્ટમાં,
અતિ ચિત્તમાં ચિન્તા થકી, દેખાય ખાસ ઉદાસમાં;
પ્હોચ્યા મુકામે પ્રેમદા, જોઇ વિલક્ષણુ આકૃતિ,
કરિ શાન્ત શીતજલે કરી, પૂછે કહો કયમ શી સ્થિતિ;
આવું હું અમદાવાદથી, વિપરીત વાત જણાઇ છે,
માને નહીં આ લગ્નને, આડો તમારો ભાઈ છે;
મેં લગ્ન નિરધાર્યું જઇ, વૈશાખ શુદ્ધી પંચમી,
ફેરવું હવે ન ઘટે જરા, જાયે મગજ મારૂં ભમી;
આ ક્ષોભને અલગો કરી, પ્રિયતમ ? તમે ધરશો ધૃતિ
તેને હું સમજાવીશ જૈં, કંઇ યુક્તિથી ચિન્તા નથી;
બે પત્ર હરિહરના મળ્યા, અહિં સૂર્યપુર સંસ્થાનમાં,
વાંચી અમલમાં મૂકવા, લેતી કમીટી ધ્યાનમાં;
સુમને વિચારી પત્રને, સુત ભાત્રના અન્તર લહી;
પકડી બરાબર વાતને, પોતે થયો અતિ આગ્રહી;
એકત્ર થઈ આપી પછી, નોટીસ બન્ને પક્ષને,
આ લગ્નના અટકાવની, જોતાં ઉઘાડે ચક્ષને;
કરી યાદ અમદાવાદમાં, પ્રલ્હાદને સુમને લખ્યું,
સંક્ષેપમાં સમજી જજો, વધુ સુજ્ઞ છો ન કહી શકું;
ના થાય વૃદ્ધ વિવાહ એ, ખુબ ખ્યાલમાં છે આપની,

વિક્રય ચહે વળી ભ્રષ્ટ થઈ, મતિ ચન્દ્રિકાના બાપની;
સાચે તમે હકદાર છો, શંકા કશી તેમાં નહીં,
લેશો પ્રથમથી લક્ષ્યમાં, શુભ આપ કન્યાનું ચહી;
આપે અવશ્ય વિચારીને, સમ્બન્ધ સારો શોધજો,
ન વિલમ્બ કરતાં તે તણા, સૌભાગ્યના ચિન્તક થજો.
કીધો રવાના પત્ર તે, સમજી સ્વધર્મ સ્નેહથી,
સત્વર લખે તે આ બધો, હેવાલ હરિહરના પ્રતિ;
નોટીસ વાંચી ચિત્તમાં, ચિન્તા ચતુર્ભુજને થઈ;
ના પાર થૈ કૈં ધારણા, પૈસા ગયા પાણી મહીં;
પાસે ટપાલી આવતો; જોઇ વિલાસ ઉભો થયો.
લીધી ટપાલ કરી સહી, પછી પત્ર બિડેલો ગ્રહ્યો;
વાંચ્યો વિચારી વેગથી, ઉદ્વેગ અન્તરમાં થયો,
ન્યાતે ઠરાવ કર્યો સુણો. સલુણી સમય અવળો વહ્યો;
જીગર વિનાનું જીવવું, ધિક્કાર છે મુજને હવે.
કરવું નહીં ફરવું નહીં, તો સદ્ય મરવું સમ્ભવે;
સુતો હતો ત્યાંથી ઉઠી, ખુલ્લાં મુકીને દ્વારને,
તત્કાલ ચોપાટી પરે, જઈ સ્હાય વિવિધ વિચારને;
છે ક્ષોભ નિશ્ચે લોભને, પામી પ્રતિષ્ઠા ખોઇ છે,
જૂઠી જગત જંજાળમાં, મનવૃત્તિ મોહે પ્રોઇ છે;
સાચો સદાનો શ્રીહરિ, સાથી અવશ્યે શોધિયે,
પડવું પ્રપંચે પાપમાં, એ પન્થને અવરોધિયે;
એવું વિચારી અન્તરે, જંજાળ છોડી જાય છે,

ગંગા તટે વસવા ચહી, તે પન્થ લાંબો સ્હાય છે;
અહિંઆં જયા ના જોઇને, નિજ નાથને ગભરાય છે.
પત્રો તથા તારો વડે; તેની તપાસ કરાય છે;
કૈં વર્તમાન વિષે લખ્યું, પત્તો પરન્તુ મળ્યો નહીં,
નિજ દેશ વેષ ત્યજી ભજે, ભગવન્ત ગુપ્ત ગૂહે રહી;
સઘળો વિલાસ જતો રહ્યો, એ વાત ફેલાઇ ગઈ,
અહિં ચન્દ્રિકાના લગ્નના, સુ મુહૂર્તની સંધી થઈ;
હરિહર મળીને સર્વને, શાન્તિ હ્રદયમાં સ્થાપતો.
કંઇ વાતમાં ગભરાય તો, ધીરજ વિબુધને આપતો;
મન સુમન આદિ સમસ્તની, સાચી સલાહ લઇ કંઇ,
પ્રલ્હાદ અમદાવાદથી, આ સમયપર આવ્યો અહિં;
પૂછી પરસ્પર કુશળતા, હરિહર ભણી જોતાં કહ્યું,
પ્રિય વિબુધ છે આ કોણ તે, હું ચિત્તે ચહું;
વિબુધ-શ્રીસૂર્યપુરવાસી ગુણી, સુત સુમનચન્દ્ર તણો ઘણો,
મમ મિત્ર એ અભ્યાસમાં, સંકટ સમય સાથી ગણો;
એ રીત એને ઓળખી, પ્રલ્હાદ પરમ ખુશી થયો,
વળિ વિબુધને સ્નેહે કહ્યું, સમ્બન્ધ તેં સાચો સહ્યો;
તેના પિતા સ્વસ્થાનમાં; સારી પ્રતિષ્ઠા ભોગવે,
ભાઇ હરિહર હું કહું, તે વાત સાંભળશો હવે;
ગમ્ભીર ધીર ગુણી તરુણ, માધવ કરીને કોઇ છે,
તેને અહિં મળવા વિષે, મમ ચિત્તવૃત્તિ પ્રોઇ છે.
નિઃશંક કોઇ નિમિત્તથી, મેળાપ આપ કરાવશો,
આ કાજ સોંપું આજ હું, સન્ધ્યા સુધીમાં લાવશો;

હરિહર—આજ્ઞા મુરબ્બી આપની, ધારણ કરૂં છું હું શિરે;
લાવીશ સાંજે હાલમાં, આપો રજા હું જઉં ઘરે;
લઇને રજા જઇ ઘેર તે, કંઈ શાંન્તિમાં બેઠો હતો,
પોતે પિતાના પત્રથી, સંકેત આ ચોકયો હતો;
આ સમયમાં વળિ માધવે, ખુશખબર વાંચી તે લઇ;
આનન્દમાં આવ્યો અહિં, નિજ મિત્ર હરિહર છે જહિં;
જે હૃદયમાં તે નયનથી, જોવાય ત્યાં શુભયોગ છે;
પ્રારબ્ધવાન મહાન આ, માધવ રુડો સંયોગ છે.
માધવ–બી. એ. પરીક્ષામાં મળ્યું, પરિણામ સારૂં આપને;
આપો વધાઇ જોઇને, સાકર સબંધિ સમસ્તને;
લઇ સાંજ પ્હેલાં સાંજ તે, હરિહર વિવેકે વાંચતો;
છે વિબુધ તેમાં પાસ તે, જાણી પ્રસન્ન મને થતો;
ચાલો વિબુધને જૈ મળી, છે પાસ ખાસ જણાવિયે,
સાકર ચહો તો તે પછી, પેંડા નહીં તો લાવિયે;
બન્ને જણા આનન્દથી, આવ્યા વિબુધના વાસમાં;
જાણી પરસ્પરથી ખબર, પ્રહ્લાદ છે ઉલ્લાસમાં;
તન, મન અને વાણી વિષે, માધવ રસાળ જણાય છે.
લાવી ખબર તે પાસની, અહીં પાસ આજ ગણાય છે;
હરિહર વિબુધ સદ્‌ભાવથી, સૌ સ્વજનને બોલાવતા;
ચ્હા, પાન, પેંડા ચેવડો, સમજી પરસ્પર લાવતા;
વિધિ આ કર્યો ઉત્સાહથી, પ્રહલાદચન્દ્ર પછી વદે,
કાલે સમસ્ત પધારશો, અહીં આપ હર્ષ ધરી હૃદે,

બનવી બની ગઇ તે વિષે, કૈં શોક કરવો ના હવે;
આ ચન્દ્રિકાના લગ્નનું, શુભ કાર્ય કરવું સમ્ભવે;
નિઃસક નવના સન્નિધમાં, એકત્ર અત્ર થવાનું છે;
સુમહેશચન્દ્ર તણા ગૃહે, કરવા વિવાહ જવાનું છે;
ઉઠયા બધા આનન્દમાં, નિશ્ચય કરી એરીતથી;
હરિહર અને માધવ પછી, ચાલ્યા રજા લૈ મિત્રથી;
લઇ સાથ હરિહરને અને, માધવ મુકામે આવિયો;
સુમહેશને સંક્ષેપમાં, મંગળ પ્રસંગ જણાવિયો;
બીજે દિને પ્રહલાદ ત્યાં સૌ સ્વજન સાથે આવતો;
પ્રેમે પ્રશસ્ત વિવાહનો, વિધિ આદરે મન ભાવતો;
આ લગ્નકાજ વિલાસનું, સુમુહુર્ત કાયમ રાખતો;
જાણી ચતુર્ભુજ વૃદ્ધને, ઉદ્વેગ અન્તરમાં થતો;
પૈસા ગયા પાણી મહીં, કન્યા વહી પરધામમાં;
વચની વિલાસ જતો રહ્યો, ફાવ્યો ન હું આ કામમાં;
આવી સુમન પાસે બધી, આ વાત અન્તરની કહી;
સુમન–સૌ ભુલ ભોગવવી પડે, ચિન્તા કરો તેમાં નહી;
આ કાર્ય આર્ય વિલાસનું, જાણે વિબુધ તે ના કશું;
અપમાન એ ન સહી શકયો, ખુબ ખેલતાં ખોયા વસુ;
અન્તે વિચાર્યું આપથી, પૈસા ન પાછા આપવા;
એથી કરી અસમર્થ હું, થાપ્યું અવશ્ય ઉથાપવા
જંજાળ જગની છોડિને, જગદીશ કંઈ જઇને જપું;
તૃષ્ણા બધી તરછોડીને, ના ત્રિવિધ તાપ થકી તપું;

ચાલ્યો ગયો એ રીતથી, નિશ્ચય કરી તદનન્તરે;
તે રીતથી તૃષ્ણા ત્યજી ભજશો તમે પ્રભુને ખરે;
લેણા હશે જો આપના, તો આપને નિશ્ચે મળે;
દેવા હશે કદિ તેમના, તો જાણજો તેમાં વળે;
માટે વિવેકી આપ થૈ, તોફાન કૈં કરશો નહીં;
વેળા વિચારી વિબુધને, હું વિગતવાર લખું તહિં;
પ્રહલાદ ખર્ચ ઉઠાવતો, છે હાલમાં હાલત નહિં;
પૈસા કમાતો થાય તો, શરમાવીને કહિએ કંઇ;
પ્રહલાદ પક્ષે આવતાં; મંગલ પ્રસંગ જણાય છે;
આ ચન્દ્રિકાને માધૂનાં, શુભ લગ્ન ધાર્યાં થાય છે;
મહિલા મહાહર્ષે કરી, ત્યાં ગીત ગમતાં ગાય છે,
મંગલ ભણી દ્વિજવર્ય સૌ, મંગલ ઉભયનું ચ્હાય છે;

---

## પ્રકરણ ૪ થું.

### "પ્રેમ વિરહિણી પદ્મા"

---

સખિયો સ્વજનસંયોગથી, સહુ શાન્તિમાં વસતી હતી;
સ્વામી વિયોગે સુન્દરી, સન્તાપ અતિ સજતી જતી;
સ્ત્રી ધર્મ મર્મ સુઝાવતાં, ન દિશા ચ્હડે નજરે કંઇ
પતિ પત્ર હાલ જણાસના, આગમનની અવધી થઈ;

એ રિત વિવિધ વિચારમાં, પ્રમદા પડી ગઇ તે સમે
નન્દા સખી આવી, પુછે ઉદ્વેગમાં છો કયમ તમે;
સાસૂ અને સસરા ભલાં, પતિ પણ અતિ પ્રેમાળ છે,
નહિ ન્યૂનતાકૈં વસ્તુની, શુખ શાન્તિનો આકાળ છે;
પદ્મા—નન્દા તું નમ્ર અને વળી નિર્તીમતી સમજાય છે;
લવ ચેન ના પડતું સખી, હૃદયે મને કંઇ થાય છે;
હદ થઈ હવે વ્હાલા વિના, ન વિયોગયોગ જતો સહ્યો;
ક્યારે ! અહીં એ આવશે, પરિતાપ તે મનનાં લહ્યો
વીતી ગયા કૈં વાયદા, આગમન પત્ર હજી નહીં;
લહિ મોહ મોહમયી વિષે, વિસરી ગયા મુજને સહિ;
નન્દા—આવા વિચારો ! કાં કરો સજની ઘટે તમને નહિં,
કાલે સવારે આવશે; પ્રિયતમ તમારા તે અહિં;
લઉં છું રજા લાગો તમે, ઘરકામમાં ગુણ સુન્દરી;
શુભગે ! ન ઉદ્વેગે વહે, રહેશો હૃદય શાન્તી ધરી;
જપતી જિવનના જાપને, નન્દા જતાં પદ્માવતી;
આલેખતી અન્તર વિષે, પતિની પ્રતિકૃતિ પ્રેમથી;
મન ચેન ના પડતું જરા, નહિ કામમાં ઠરતી મતિ;
પરિતાપથી તનતો તપે, મુખ ચન્દ્રભા ઘટતી જતી;
સજતી નથી શણગાર કે, શુભ વસ્ત્રમાં ન થતી રતિ;
ભોજન ભલાં ભાવે નહીં, ન પદાર્થ કોઇ રુચે રતિ;
ધરતી ન ધ્યાને કોઇની, કલ્યાણકર કથની સતી;
વૈભવ વિષે વસતી છતાં, દુઃખાબ્ધિ મધ્યે ભાસતી;

રજની થઇ છે વૈરિણી, નિદ્રા નયનમાં ના'વતી;
રે ? કન્થ ત્યાં કરતા હશે, શું એજ ઉરમાં લાવતી;
દિનરાત એમ વ્યતીતકૈં, કરતી વિશેષ વિચારમાં;
પછીં પત્ર લૈ લખવા ચહ્યું, નિજ શાન્તિના ઉપચારમાં;

"હરિહર પ્રતિ પદ્માનો પત્ર."

શુભ ધામ સ્વસ્તિ શ્રીપુરી, મન હરણ મોહમયી પ્રતિ;
મમ કાન્ત હરિહર રાયજી? સદ્‌ગુણ અલંકૃત છો અતિ;
શિરછત્ર? લખતી કિંકરી, તમ ચરણરજ પદ્માવતી;
અહિં પત્ર આપ તણો નહીં, એથી વિકલ મારી મતિ;
તારા ઘણા પણ ચન્દ્રવિણ, શોભે નહીં જયમ શર્વરી;
છે સૌ સગાં પણ એમ આ, વ્હાલા વિયોગે સુન્દરી;
જુગતે જરૂર જણાવશો, અહિં આપ કયારે આવશો;
ના આવવું જો હોય તો, મુજને તહિં તેડાવશો;
પ્રાણેશ? આ અબળા તણી, અરજી ઉરે સ્વીકારશો;
વ્હાલા મને ન વિસારશો, પ્રત્યુત્તરે મતિ ધારશો;

## પ્રકરણ ૫ મું.

### "હરિહરરાય વકીલ"

હરિગીતછન્દ.

છે કાયદામાં ફાયદો, ના વાયદો તેમાં કરૂં;
અભ્યાસ ખાસ ઇલાયદો, પ્રીતે પછીથી એ કરૂં;

આવ્યો પરીક્ષાનો સમય, તૈયાર તેવે થૈ ગયો;
પ્રભુ સ્હાય ને પુરુષાર્થથી, તેમાં પસાર સુખે થયો;
દરમ્યાન માધવ ચન્દ્રિકા, એ ઉભય હિત ચિત્તે ચહી;
સમ્બન્ધ સાંધ્યો સ્નેહથી, આગળ હકીકત એ કહી;
કૈં તર્ક તેમ વિતર્કમાં, એ ગર્ક થૈ બેઠો હતો;
આવી ટપાલ વિલોકતાં, તે પત્ર પદ્માનો હતો;
સંસાર સાથી સ્ત્રી તણા, સુસ્નેહને સંભારતો;
વાંચી વિચારી વ્હાલથી, પ્રત્યુત્તરે મતિ ધારતો;

---

## "પદ્માપ્રતિ હરિહરનો પત્ર."

શ્રી સૂર્યપુર સંસ્થાન શુભ, રમણીય ચિત્ર વિચિત્ર છે;
ગમ્ભીર ને ગુણરૂપની, પ્રતિમા પ્રિયે ? તું પવિત્ર છે;
હરિહર તણો ના મોહ કૈં, આ મોહમય પુરને વિષે;
ત્હારા વિના ઉપભોગ સૌ, કટુ નિમ્બસમ મુજને દિસે;
ઇંગ્લીશનો અભ્યાસ મેં, ઉપયોગનો પૂરો કર્યો;
બનવું વકીલ ભવિષ્યમાં, અભિલાષ એવો આદર્યો;
ઇષ્ટ કૃપા તો આવવા, તે તરફ મન લલચાય છે,
મધુરી ત્હને મળવા ઘણું, મમ ચિત્ત ચંચળ સ્હાય છે;
દિન ચારથી વધુ સુન્દરી, મુજને નહીં અહિં લાગશે.
વકીલાતના અભ્યાસના, સ્થળનો વિચાર પછી થશે;
લખી પત્ર તૈયારી કરી, તેણે બહાર જવા તણી;
નિજ મિત્ર દીઠો આવતો, તે સમય પોતાના ભણી;

છે સૂર્યપુરનો પત્ર આ, કરવા રવાના તે જતો;
પણ આપને અવલોકતાં, હું શાન્ત સૌ રીતે થતો;
અનુકૂળતા છે સર્વથા, ઊતાવળા ન તમે થશો;
આનન્દની વાતો કહી, ઉલ્લાસ ખાસ જમાવશો;
માધવ—વિજ્ઞપ્તિ મારી આટલી, આનન્દ કરવા કાજ છે;
કે ઘેર ચાલો આપણે, મમ જન્મદિન મિષ આજ છે;
સંગીત કરવા સાજસહ, બે સ્નેહિયો બોલાવશું;
ભોજન ભજન ભાવે કરી, દિન આજનો વીતાવશું;
એ રીત વાત થતી હતી; તે સમયમાં આવી ચહા;
હિલચાલના હરિહર તણી, કુદરત કળા ન્યારી અહા?
સુચના અગાઉ હરીહરે, જે લૉજમાં કીધી હતી;
દશને ટકોરે ચ્હા મળે; રુચિ ભોજને ન મ્હને રતિ;
મૂક્યા રકાબી સાથ એ, પ્યાલા ભરી બન્ને કને;
ઇન્સાફ એને આપશો, કહ્યું એમ માધવ મિત્રને;
પછી પાન સોપારી લિધાં, વળિ એલચી મુખવાસમાં;
જવું સર્વ બંદોબસ્ત કરી, સારી રીતે આવાસમાં;
હરિહર થયો તૈયાર તે, ચાલ્યા બહાર બજારમાં;
કૈં વસ્તુ લીધી જોઈતી, આહાર તેમ વિહારમાં;
નિજ પત્ર પેલો નાખિયો, ત્યાં પોસ્ટની પેટી વિષે;
હરિહર કરે ચિન્તવન ઉરે, જેનું વિશેષ અહર્નિશે;
શ્રીનાથનાં દર્શન કરી, માધવ મુકામે આવિયા;
હરિહર નિહાળ્યો નેહથી, સૌનાં હૃદય મન ભાવિયાં;

એ રીત પ્રેમ પરસ્પરે, ધરતાં વિવિધ વાતે વળ્યાં;
સ્નેહે કરી સ્નેહી સગાં, સમ્બન્ધિયો ભેળાં મળ્યાં;
મન ભાવતો શુભ જન્મનો, દિન આ હતો ધનતેરશે;
ઋતુ કાળને અનુકૂળ સૌ, ભોજન બનાવ્યાં તે વિષે;
મનહરણ મેવા લાપશી, પેંડા પુરી બરફી હતાં;
બસ સરસ સુન્દિર શાકને. ચટણી, અથાણાં, રાયતાં
મધુરી કઢી કરી વાલની; વળિ દાળ, ભાત ભલે! હતો;
ખુશીથી ખુશી થૈ ખન્તથી, જનસમુહ તે જમતો જતો;
સુખવાસમાં તજ એલચી, ને પાન સોપારી ધર્યો;
લઇ તે અભંગ ઉમંગથી, નિજ ગેહ પ્રતિ સૌ સંચર્યો;
સંગીત સારૂ સાંજનાં, રુચિકર બધી રચના રચી;
રાતે મળી કૈં મંડળી, આનન્દ ધૂન મહા મચી;
આ સમય સ્નેહી સમુહનો, સત્કાર કૉફીથી થયો;
આસ્વાદ મધ્યાનિશા સુધી, સંગીતનો સૌએ લહ્યો;
માગી રજા સર્વે જતાં, હરિહર મુકામે જાય છે;
નિદ્રા નયનમાં આવતાં, માધવ શયન વશ થાય છે;
ઉઠી પ્રભાતે નિત્યનો, વિધિ આટપી હરિહર હવે;
નિજ સૂર્યપુર સંભારતો, નિકળ્યો બહાર સવાનવે;
કૈં કાયદાનાં પુસ્તકો, ને જોઇતાં સાહિત્ય લૈ;
કીધી વ્યવસ્થા વાસની, ગંભીરતાથી ઘેર જૈ;
બધું બંધ કરી, બીજે દિને, સાંપી કુંચી માધવ ઘરે;
હરિહર કહે હું જાઉં છું, પ્રિય સૂર્યપૂર પ્રત્યે ખરે

છે પ્રેમ સાચો આપના, અન્તર વિષે તે રાખશો;
વળિ માફ કરજો મિત્રજો, ગુન્હો કિંસે મારો કશો;
માધવ થયો તૈયારને, તે બેઉ આવ્યા સ્ટેશને;
માધવ–કૈં કામકાજ હશે સુખે, હરિહર તમે લખશોમ્હને
ત્યાં ટ્રેન આવી એટલે, આ મિત્ર બેઉ છુટા થયા;
અન્તર પરસ્પર એક પણ, કૈં ભિન્ન ભિન્ન દિશે વહ્યા;
શ્રી સૂર્યપુર પ્રતિ પહોંચતાં, સંધ્યા થઇ ત્રણની હતી;
નિરખી સહર્ષ હુળ્યાં મળ્યાં, માતા પિતા પદ્માવતી;
એ રીત હરિહરરાય બે, દિનમાં નવો જૂનો થયો;
કૈં દશકાલ વિચારતાં, જનની સુબોધ ઉરે લહ્યો;
વકિલાતનો અભ્યાસ તો, તેણે પછી અહિં આદર્યો;
વેળા વિચારી વિગતથી સંસાર શાન્તિપદે ધર્યો.
દિન દિન મનોજ્ઞાની સ્થિતિ, નબળી થતી સમજાય છે;
વય પ્હોંચતાં પંચાવને, પર્યાસ્તરણ વશ થાય છે;
આવી પરીક્ષા નિકટમાં, હરિહર હવે ગુંચવાય છે.
મ—ચિન્તા ત્યજી દિન ચારમાં, જૈ આવ તું પ્રભુ સ્હાય છે;
આજ્ઞા મનોજ્ઞાની થતાં, તૈયાર હરિહર થાય છે;
નિર્માણ કીધેલા દિને, નિરધાર પ્હોંચી જાય છે;
આપી પરીક્ષા તે તણું, પરિણામ જોવાના ના રહ્યો;
પણ મિત્ર માધવને મળી હેવાલ આ સઘળો કહ્યો;
સત્વર રજા લૈ સ્ટેશને, આવી જુએ તો ટ્રેન છે;
મનમાં લહ્યું ચિન્તા નથી, સૌ શુભ શુકનનાં ચૈન છે;

અહિં ચન્દ્રિકાને માધુની, પ્રીતિ પરસ્પરમાં વધી;
આ સમય રૂમ હરિહરે, ખાલી કરી સોંપી દીધી;
જોતાં જઇ સ્વસ્થાનમાં, માતા હતી તેવી હતી;
કરતો વિચાર વિવેકથી, ઘર છોડી ક્યાંય જવું નથી;
સર્ટિફ્રિકેટ મળ્યા પછી, લીધી સનંદ ચહી અહિં;
એ વાત જાણી જોઇને, માતા ખુશી મનમાં થઇ.
આશા રહે ઉમ્મર સુધી, જગ આ વહે એ ન્યાયથી;
મનને ગમે છે કાર્ય જે, તે દૈવને ગમતું નથી;
જનવાસનાના મૂળથી, જન્માન્તરે કંઇ ભોગવે;
આ કાળચક્ર વિષે વહી, જો જાયને આવે ભવે;
અન્તે મનોજ્ઞા જ્ઞાનથી, શિવ શિવ મુખે ઉચ્ચારતી;
પછિ રોગ ભોગ ભલો લહી, શિવલોક પ્રતિ કરતી ગતી;

## પ્રકરણ ૬ ઠું.

### 'પ્રેમી યુગ્મનો ગૃહસ્થાશ્રમ"

હરિગીત છન્દ.

વૈભવ ભલે મન ભાવતા, સૌ આગમાપાયી ઠરે;
સું સ્નેહ સાચો સ્વામીનો, સૌભાગ્ય સ્ત્રીનું તે ખરે;
છે જગતની જડ વસ્તુમાં, ના મોહ કંઇ પણ તણો;
નિજ માતના ઉપદેશથી, પણ પ્રેમ પતિ પ્રત્યે ઘણો;

પ્રણમે પ્રભાતે ઉઠીને, પતિના પદે પદ્માવતી;
પછિ દન્તધાવન શૌચને, સ્નાનાદિ સાધે શ્રીમતી;
પ્રિય પ્રાણજીવનનું ગ્રહી સૌભાગ્ય ચિન્હો આદરે;
પતિદેવ સેવા કાર્યમાં, રજુ સર્વ સામગ્રી કરે;
અતિથિ પ્રતિ શ્રદ્ધાથકી; દે દાનમાન દયાવતી;
ભોજન ભલું દશ વાગતાં, તૈયાર તે કરતી હતી;
જુગતે જમાડી સ્વજનને, પોતે પછી જમતી હતી;
મુખવાસ લેઈ કચેરીમાં, હરિહર હવે કરતો ગતિ;
પછી પાત્ર મંજનનો વિધિ, પદ્મા કરી રુડી રીતથી,
સહવાસની સહુ વસ્તુની, સમ્ભાળ લે સ્થિર ચિત્તથી;
તે નીતિના ગ્રન્થો ઘણા, અવકાશમાં અવલોકતી; .
સત્શાસ્ત્રના સિદ્ધાન્તથી; સમજે મહાદેવત "પતિ;"
નન્દા કદી નવરાશમાં, મળવા અહિં જો આવતી;
કુથલી ન કોઈની કરે; પણ ધર્મની ચર્ચા થતી;
હરિહર કચેરી છોડીને, તાપી તટે ફરવા જતો;
ઘડિવાર શુદ્ધ હવા લઇ, તે ઘેર સાંજે આવતો;
બળવન્ત નામે બાળને, ઘરકામમાં યોજ્યો હતો;
ઉમ્મર હતી દશ વર્ષની, પણ શીખ સારી માનતો;
શાણો અને સમજુ ઘણો, નિજ ધર્મમાં ધરતો ધૃતિ.
રાખે હૃદયમાં કાળજી, કંઇ કામમાં ન ભુલે રતિ;
વાળી ઝુંડી ચોખ્ખી કરી, બેઠક બિછાનાં નાખતો;
ફરનીચરો સંભાળતાં; સઘળી વ્યવસ્થા રાખતો;

સન્ધ્યા સમય પર આવીને, બત્તી કરે નિત્ય જોઇતી;
કરી લૅમ્પ લઇ માળે જતો, જ્યાં સુમન ચન્દ્રતણી સ્થિતિ,
પ્રીતે પથારી પાથરી, સૌની રજા લૈને જતો;
પદ્મા રસોઇ કરે નવી; નવનો સમય જમતાં થતો;
હરિહર પિતાની સર્વથા, સેવા કરે સદ્‌ભાવથી;
પરિણામ તેનું જાણવું, હરિહર તણી આ સમ્મતિ;
પદ્મા પછી પરવારતાં, પળતી હતી પતિના પ્રતિ;
તનઃ મન અને વાણીવડે, આનન્દ એ અતિ આપતી;
આનન્દ દાયક ઇશને, તદનન્તરે સ્મરતાં હતાં;
નિદ્રા નયનમાં આવતાં, નિજ શયનમાં ઢળતાં હતાં;
અનુકૂળ ઋતુને હોય જે, તે વસ્ત્ર તેવાં વાપરે;
સ્વાદિષ્ટ મિષ્ટ પદાર્થનું, સેવન વિવેક વડે કરે;
હરિહર સ્વતન્ત્ર વિચારથી, નિજ દેશનું હિત ચિન્તવે;
નિઃસ્વાર્થ બુદ્ધિ ધરી ઘણાં, પરમાર્થ કાર્ય કરે ભવે;
ન અનર્થ દ્રવ્યપ્રાપ્તિમાં, કોઇ રિતે કદિ આદરે;
શ્રીકૃષ્ણ યોગ ક્ષેમ તે, પ્રીતે વહન તેનું કરે;
એકાન્ત મળતાં કૈંક ક્ષણ, ધ્યાનસ્થ પદ્મા થાય છે;
એ રીત જીવન યુગ્મનું, સુખશાન્તિમય સમજાય છે;
ફલ ગૃહસ્થાશ્રમનું ગણ્યું, સંસારમાં શુભ સન્તતિ;
લહિ યોગ અગૃહિણી થઇ, ગૃહિણી મટી પદ્માવતી;

---

## પ્રકરણ ૭ મું.

### " અચિન્ત્ય અકસ્માત "

હરિગીત.

રમણીય તાપીતટ પટે, જોતાં પ્રવાહ વહ્યો જતો;
મધ્યાન્હકાળ થઇ ગયો, સંધ્યા સમય લગભગ હતો.
પંખી તણી કૈં પંક્તિયો, સ્વસ્થાન પ્રતિ ઉડતી જતી;
ઋતુ ગ્રીષ્મ તાપ પ્રતાપથી, અતિ ઉષ્ણતા વ્યાપી હતી.
ઘરકામથી પરવારતાં, તત્કાલ ત્રીજે માળ જૈ;
પદ્મા પછીથી યોગના, અભ્યાસમાં આરૂઢ થૈ.
ગૃહણી ગૃહે અહિં એકલી, કુદરત કરે શું ? તે ક્ષણે;
હરિહર, સુમન, બન્ને હતા, કારણ પરત્વે બારણે.
ભુલથી રહેલો ભઠ્ઠીમાં, તે અગ્નિ ઊઠ્યો આપથી;
બારીક બળતણ ત્યાં હતું. તેમાં કરી તેણે સ્થિતિ.
ભડકા થઈ ભભકા થકી, ચારે દિશે પ્હોંચી ગયો;
જ્વાળા વધારી જોરથી, નીચે ઉપર સઘળે વહ્યો.
હરિહર, સુમન બન્ને જણા જાણી ખબર આ આવીયા;
બમ્બા બની ત્યાં તેટલી, ઝડપે જરૂર લગાવિયા.
નિજ પ્રાણને પાછો લઈ, પદ્મા સચેત થતી ગઈ;
જીવન ઝડપતી જ્વાળને, જોઇ ઘણી વિસ્મય થઈ.
જોતાં ઝરૂખો રાજ્યના, મારગ પરે જે ઝુકતો;

આવી તહિં, દ્દષ્ટે પડ્યો, હરિહર નિશાસા મૂકતો.
પતિ ભક્તિ અતિ વ્હાલી હતી, ધર્મે ન તે રતિ ચુકતી;
અદ્યાપિ ઇષ્ટ સ્મરણુમાં, જોડી જિવન ઉભી હતી.
માનુષ્ય યત્ન ફળ્યો નહિ, અગ્નિ પ્રવર્ત્યો લગભગે;
શ્રી સૂર્યનારાણુ સદા, છે કર્મના સાક્ષી જગે.
દિનબન્ધુ દીનદયાળ તે, આ વાત લેતા લક્ષ્યમાં,
પલવારમાં આવી જશે, આર્યા અનલના ભક્ષ્યમાં.
પાંખો હતે, પંખી હતે, તો અન્તરિક્ષ ઉડી જતે;
દૈવી સહાય વિના બચે, અબળા બિચારી શી રીતે.
તે ધર્મને સુચવે અરે, નિશ્ચિત કેમ જણાય તું;
પદ્મા પરમ પરિતાપમાં, સત્વર જઈ કર સ્હાય તું.
જ્યમ બ્રહ્મ વ્યાપ્ત સમસ્તમાં, ત્યમ વ્યાપ્ત તું સચરાચરે;
શું ? ધર્મને કહું ધર્મ હું, સમજી હૃદય કાં ના ધરે.
આ જગતમાં જોવાય છે, વિઘ્નો વિશેષે ધર્મમાં;
કુદરત કળા ન્યારી અહા, જન કૈં મુંઝાયે મર્મમાં.
ધીરજ અરે ધરવા કશું. સાધન નથી પદ્મા કને.
વિરમે નમીને અગ્નિને, સાષ્ટાંગથી વચને મને.
હરિહર, સુમન, સર્વેજનો, આશ્ચર્ય સહ જોતાં રહ્યાં;
તત્કાલ અગ્નિ અને પછી પદ્મા અદૃશ્ય થૈ ગયાં.

## પ્રકરણ ૮ મું.

## પ્રભાકરનો જન્મ.

હરિગીત છન્દ.

આ ઘાતમાં ગમ્ભીરતા, પદ્મા ઘણી રાખી રહી;
તત્પર વિધાત્રી લેખનો, સંકેત સાચવવા થઇ.
નિર્માણુ કાળ નથી છતાં, નિરધાર મૃત્યુ વિષે ફસે;
જેથી હું જુક્તિ કુરૂં કંઈ, જુવતી તણી રક્ષા વિષે.
જગજીવપર ઉપકારને, કરનાર સન્તતિને સતી;
ધારણુ કરે ન બચાઉં તો, ધિક્કાર સૌ આપે અતિ.
શું? પ્રભાવ પાતિવ્રત્યનો, વળિ લોક લેશે લક્ષ્યમાં,
છે ધર્મ કયાં? સમજી ઉરે; વળશે અધર્મી પક્ષમાં.
ઉદ્વેગહર અતિવેગકર, અહિ પવનવાહી પાદુકા;
તે યોગિનીના રૂપથી, વહિ માર્ગ કૈં કરતી ટુંકા.
પદ્મા હતી જે સ્થાનમાં, પ્હોચી તહિં પલવારમાં;

યોગિની.—આ પાદુકા પર પગ ધરી, જાશો જનક આગારમાં.
ત્યાં પુત્ર જન્મ થયા પછી, વળશો નવીન નિવાસમાં;
સુતયુક્ત વસજો દમ્પતી, આનન્દને ઉલ્લાસમાં.
પદ્મા રહી કંઈ પૂછતી, તે તુર્ત અન્તર્ધ્યાન થૈ;
પોતે પનોતે પીઅરે, ગઇ યોગિનીની સ્હાય લૈ.

આ. વા.—ફૂળસે મનોરથ સર્વથા, હરિહર કશી ચીન્તા નથી;
દૈવી સ્હાય થકી બચી, શુભ રીતથી પદ્માવતી.
શુણિને સુમન, હરિહર જતા, વસુદેવના આવાસમાં,
કંઇ કાળ નિર્ગમતા હતા, તે વિપ્રના સહવાસમાં.
વીમો ઉતારેલો હતો, આ અગ્નિદગ્ધ મકાનનો,
બંધાઇ બદલો આપવા, એ કમ્પની નુકસાનનો;
બનતો પ્રયત્ન બચાવવા, તેના તરફથી ત્યાં થયો;
પણ આ ઉછળતી આગમાં ના લાગ તેઓનો રહ્યો.
કરી કયાસ ચોક્કસ કમ્પની, નિજ કરજથી છૂટી થતી;
આવે નફો નુકસાન તે, કદિ ફરજમાં જોતી નથી.
હરિહર નવીન નિવાસની, શુભ યોજના કરતો હવે;
રમણી તણી રક્ષા થતાં; ઉદ્વેગ લેશ ન સમ્ભવે.
સૌ હાલની સિસ્ટમ સજી, આ કામ સત્વર આદર્યું;
વળિ જોઇતાં સાહિત્યથી, અતિ ઓપતું એને કર્યું.
ત્યાં પુત્ર જન્મ વધાઇની, પ્રિય પત્રિકા આવી મળી;
વાંચી સુમનનાં નેત્રમાં, તત્કાલ સ્નેહ સુધા ઢળી.
હરિહર, સુમન વસુદેવને, વિનવે નવા સદને જવા;
વસુદેવ.—હમણાં ત્વરા કરશો ન ઘો, પદ્માવતીને આવવા.
પરિપૂર્ણ કાલે પ્રેમદા, પ્રત્યક્ષ પુત્રવતી થઇ;
પૂર્ણાંક નવનો સમય, તે દિન પૂર્ણિમા ચૈત્રી લહી,
વપુવર્ણ શુદ્ધ સુવર્ણ સમ, કાન્તિ પ્રભાકરથી મળી;
શશિયે સમર્પ્યું સૌમ્ય મુખ, સુખશાન્તિ; સ્નેહ સુધાકળી.

સદ્દગુણુ તણો શણુગાર શુભ, તે જન્મસિદ્ધ જણાય છે.
હરિએ કૃપા કરિ સર્વથા, સાક્ષાત એમ મનાય છે.
ઇન્દ્રાદિ દેવ ગણે મળી, ઓજસ સમર્પ્યાં આપનાં;
પણ એહ એક વિધાત્રિએ, ત્રિશ વર્ષ મૂકયાં માપનાં.
આવ્યો ટપાલી પત્ર લઇ, તે સુમનને આપી ગયો:
પદ્મા પરમ દિન આવશે, ખુશ ખબર તે વાંચી થયો.
વસવા જવા નિશ્ચય કરી, સુમુહૂર્ત પૂછયું વાસ્તુનું;
પદ્મા અહિં આવી વ્હડી, જેના વિના સદને સુનું.
નમતી નિચે ફુલ ભારથી, જ્યમ આમ્ર ડાળ સ્વભાવથી;
ત્યમ પૂજ્યના પદમાં પડો, આ સૂનું ગ્રહ વસાવતી.
સુમને સદા શુખ શાન્તિની, આશીષ અન્તરથી દીધી;
શુભ દિન સમીપે આવતાં, વિધિ વસ્તુની વળતી કીધી.
વસતાં નવીન નિવાસમાં, દિન હર્ષથી કંઈ નિર્ગમે;
વસુદેવને તેડી કર્યો, સંસ્કાર નામકરણુ ક્રમે.
તે વૃદ્ધ જોષીએ બધા, ભાવો બતાવ્યા ભાવતા;
વળિ વિષમ વાત વિષાદની, અચકાય મુખથી લાવતાં.
સુમને કહ્યું સમજી જઇ, રાખો રખે કંઇ હૃદયમાં;
સાચું કહો ભ્રાન્તિ ત્યજી, અવરોધ શો છે ઉદયમાં ?
જોષી વિચારીને વધ્યા, આયુષ્યની રેષા વિષે;
વય વર્ષ ત્રીશ પ્રમાણુ તે, કહું શું વિષમ મુજને દિસે.
મૂર્ચ્છિત થઇને માનની, ધરણી ઢળી આ સાંભળી;
નન્દા હતી નિકટે કરી, આશ્વાસના મૂર્છા વળી.

સહુને સુમન સમજાવતા, સંક્ષેપમાં શુભ ભાવથી;
શ્રીશંકરાચાર્યે કર્યો, દિગ્વિજય દિવ્ય પ્રભાવથી.
વળિ સોળમાં મળિ સોળ જો, વયમાન બસ બત્રીસ છે;
મુનિ વ્યાસ તેમ પ્રસિદ્ધિમાં, આયુષ્ય મિથ્યા મોષ છે.
સંસ્કારથી અધિકાર ને, અધિકારથી ઉદ્ધાર છે;
તે યોગ સારો પુત્રનો, શંકા ન ત્યાં તલભાર છે.
નક્ષત્ર ચન્દ્ર વિલોકતાં, રાશિ ત્રરાશીથી ગ્રહી;
પ્રિયકર પ્રભાકર પદ થકી, લહે નામ તે સર્વે ચહી.
સાકર સમસ્ત જ્ઞાતિમાં, દ્વિજ આ પ્રસંગે આપતા;
લઇ સુમન પ્યારા પુત્રને, અંકે સુનેહે સ્થાપતા.
સાચો મહોત્સવ વિશ્વમાં, શુભ પુત્રજન્મ જણાય છે;
પુન્નામ નરકથી પિતૃને, તે તારનાર ભણાય છે.
માતા મનોજ્ઞા માનથી, સૌભાગ્યને સાથે લઇ;
પતિ, પુત્ર, પુત્ર વધૂ મુકી, કૈલાસવાસી છે થઇ.
નિઃશંક પુણ્ય પ્રભાવથી, સુખ શાન્તિ તેને સમ્ભવે;
અહિં સુમનસુત સૌભાગ્યને, નિરખી નિવૃત્તિ સજે હવે.
આ દમ્પતી શુભ સમયથી, સમ્પત્તિ દૈવી ભોગવે;
ત્યજી દ્રોહ મોહ ન અન્તરે, ધરતાં વિશેષ સુખી ભવે.
કથની પવિત્ર કુટુમ્બની, સંક્ષેપમાં મેં આ કહી;
જો સાર તેમાં હોય તો, લેજો સમાજ સુખે સહી.
કંઇ દોષ આવે દૃષ્ટિએ, તો રોષ ના ઉર રાખશો;
સંગ્રહ શુભાશુભ ઉભયનો, પ્રિય વસ્તુ પેખી ચાખશો.

સમાપ્ત.

ઇન્દ્રવિજય છંદ+

કોચ કબાટ કરીજ ચટા ખૂબ ખાટ પલંગ સસેજ ઢળાવી,
મંદ મુખે મલકાય કલા થકી કામિની કામ પ્રકામ કલાવી.
સુંદિર મંદિર માળ અવાસ છજાં છત છાપઅમાપ છજાવી
નેહ ભર્યાં નયને નર સંતત શાન્તિ સુતસંગ સજાવી,
હાજર હોય હજાર હજૂર વિષે હય હસ્તિ મદોત્કટ વાહી
પાંચ દિષે પકવાન્ન જમે કરતાં શુભપાન પયાદિ પ્રવાહી,
જો ઉપકારક વૃત્તિ સજી પ્રભુ નામ ન લીધું મુખે અહિંઆવી
પુણ્ય પ્રમાણિકતા ન પાળી વળી તો જન જીંદગી વ્યર્થ ગુમાવી.

## લેખકનું ઓળખાણ.

હરિગીત છન્દ

વિખ્યાત વીરક્ષેત્ર જે, રમણીય ચિત્રવિચિત્ર છે;
ત્યાં ઓગણી પિસ્તાલિસે; મમજન્મ વાચક મિત્ર ! છે,
અશ્વિન શશીદ્વાર દર્શી નિશે, અસ્તે સુધાકર મિત્ર છે;
ઔદિચ્ય ટોલક જ્ઞાતિમાં, કૃષ્ણાત્રિ ગોત્ર પવિત્ર છે.

ગુણવન્ત માત પિતા હતાં, વસતાં સુખે સંસારમાં;
સન્તાનમાં છું એકલો, આવાર પ્રભુની વ્હારમાં;
ગઇ દેવલોકે માત હું, ન્હાનો હતો વય સાતમાં;
જૂનાં હતાં જિવતાં છતાં, તે અપરમાના સાથમાં.

---

+પૃષ્ટ ૬૬ મે આ કવિતા આવેલી છે પરંતુ એક લાઇન રહી ગએલી હોવાથી અત્રે પુનરાવૃત્તિ કરી છે.

પોષે પરમ પ્રેમે પિતા, ઓછું ન આવે અન્તરે;
મૂકી મ્હને નવ વર્ષનો. તે પણ ગતિ સ્વર્ગે કરે;
વસવાનું માતુલ પક્ષમાં તે વિષમ મમ મનને હતું,
તોયે રહ્યો ઋતુ વર્ષ ત્યાં; ઉપવીત આપ્યું શોભતું.

ભાવે ભણ્યો ગુર્જરગિરા; શુભપૂર્વ સંસ્કારે કરી;
છે રાજ્ય ભાષા સ્વરૂપ તે; શીખ્યો ન વૃત્તિ ત્યાં ઠરી;
કારણ પરત્વે વાસ મેં; પિતૃવ્યપક્ષ વિષે કર્યો;
મોસાળમાં રહ્યું કોઇ ના; તે સમુહ પરલોકે ગયો.

અહિં સ્તમ્ભતીર્થ વિષે બધો, આસમય પ્રીતે વીતતો,
રુડું બ્રહ્મકર્મ વિચારવા; વળિ વેદશાળામાં જતો;
તેમાં પસાર થઇ જઇ; ત્રણ વર્ષ મોહમયી વિષે;
અધ્યયન સંસ્કૃતનું કર્યું; આભાસ તો એથી દિસે.

લાભો ઘણા સારા મળ્યા; પણ પાણી પથ્ય પડ્યું નહીં;
આવી વસ્યો નિજવતનમાં; આશ્રય હતો જે તે સહી;
ભાભી ભલાં ભાવી હતાં; ગુણ. રૂપ ને નામે "મણિ";
વિસરૂં ન તેને જે જુએ; પુર પ્રેમથી મ્હારાભણી.

લોકાન્તરે સ્થિતિ તેમની; તેમજ થઇ પિતૃવ્યની;
નવ. વર્ષ હર્ષે નિર્ગમ્યાં; સજ્જિસાન યોગ્ય વયે બની;
મિલ્કત પિતાની મેળવી, શોધ્યું સહન સાધન સહું,
ધન્ધો સ્વતન્ત્ર કરી સદા વિદ્યાવ્યસન ઉરમાં ચહું.

ભાભી અપર મ્હારાં હતાં; ગમ્ભીર તેમ ગુણી ઘણાં,
શોભે વસન્ત વસન્ત સમ, નાહાલ દર્શન તેતણાં;
ઘનસ્યામ ભાઈ ભાઇમાં; હરિફાઈથી આગળ કંઇ,
તે સૌમ્યમૂર્ત્તિ સ્નેહની; નિકટે છતાં નજરે નહીં.

શનિ વર્ષ સાડાસાતનો; મધ્યે અપાય જણાય છે;
પ્રતિ વર્ષ દૃષ્ટિ સ્પષ્ટતા; કૈં નષ્ટ ક્રમથી થાય છે;
છે મિત્રની સંખ્યા ઘણી; પણ એક અન્તરમાં વસે;
સોંપી સ્વયોગક્ષેમ રહું; પ્રભુપાદ પંકજને વિષે,

સંક્ષેપમાં આક્ષેપ કે વિક્ષેપ લેશ નડે નહીં;
વિસ્તારથી વધુ શું વદું; અવશિષ્ટ વસ્તુ ન કો રહી;
દીનબન્ધુ કરુણાસિન્ધુનું, હું બિન્દુ એક વિચારવું,
મોહન ધરીને હૃદયમાં; પ્રભુ નામ નિત્ય ઉચ્ચારવું.

# અક્ષરમાળા

અથવા

# સિદ્ધાન્તશ્રેણી.

૧ અર્કના ઉદય સાથે પ્રાણી માત્રનીપ્રવૃત્તિનો ઉદય સમ્ભવેછે"
૨ અક્કલથી અનુભવ આગળ વધે છે.
૩ આનન્દ જીવનનો સાચો સાથી છે.
૪ આચાર વિચાર મનુષ્ય જાતિમાં ઘટે છે માટે તે પ્રેમપૂર્વક પાળવો.
૫ આજની અત્યાર કરવી પણ ધર્મમાં કાલ કરવી નહિ.
૬ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે અન્તરથી અડગ રહેવું.
૭ ઇશ્વર સર્વવ્યાપક હોવાથી કોઈનાપર દ્વેષ કરવો નહિ.
૮ ઉન્નતિ નીતિમાં હોય છે.
૯ ઊઠતાં પહેલાં બેસવાનો વિચાર કરવો નહિ.
૧૦ એકથી અનેકની ઉત્પત્તિ છે માટે એકનો નેક રાખવો.
૧૧ ઐશ્વર્યની અભિવૃદ્ધિ નિર્માનિપણામાં હોય છે.
૧૨ ઓજસ્ પુરુષાર્થનું પરિણામ છે.
૧૩ ઔદાર્ય એ દૈવી સમ્પત્તિ છે.
૧૪ અંગ કસરત એ અતિ અગત્યની છે.
૧૫ કર્મના મર્મને કળવામાં કલ્યાણ છે.
૧૬ કર્ત્તવ્યમાં પ્રમાદ કરવો નહિ.
૧૭ કોઇની કુથલી કરવી નહિ કારણ તે અધોગતિ કરનાર છે.

૧૮ ખલનો સંગ કરવો નહિ.

૧૯ ખોટી ખીજ ધરવી નહિ.

૨૦ ખોટું બોલવા કરતાં ચૂપ રહેવું સારૂં છે.

૨૧ ખન્તથી અન્ત પર્યન્ત જવાય તો આરમ્ભ કરવો.

૨૨ ગતિથી મતિ મોટી છે કારણ મતિ વિના ગતિ થતી નથી.

૨૩ ગર્વથી સમ્પત્તિ દૂર થાય છે.

૨૪ ગાજવા કરતાં ગુણીને લાજવું એ ધન્યાસ્પદ છે.

૨૫ ગિરા મધુરી વાપરવી.

૨૬ ઘર કે ઝુંપડી ગમે તે હોય પણ તેમાં હવા અજવાળું વિશેષ હોવાં જોઇયે.

૨૭ ઘીચ વસ્તીથી ગંદકી અને ગંદકીથી માંદગી થાય છે.

૨૮ ચારે તરફથી ચેતીને ચાલનાર ચતુર ગણાય છે.

૨૯ ચિન્તા ચિતાથી અધિક છે.

૩૦ ચિત્ત ચાંચલ્યથી ચલાયમાન થવું નહિ.

૩૧ ચીજો ચોખ્ખી ને ચકચકિત રાખવી.

૩૨ છત ખોઇને અણછત વ્હોરવી નહિ.

૩૩ છર કરવો એ છોકરવાદ હોઈ છેવટે નુકસાન કર્ત્તા દ

૩૪ છળથી કોઇને છેતરવું નહિ કારણ તે વિશ્વાસઘાત છે.

૩૫ જય જગદીશ્વરની કૃપાથી મળે છે.

૩૬ જપયજ્ઞ સર્વયજ્ઞથી સુલભ ને સારો છે, તેમ તેમાં જરની જરૂર નથી.

૩૭ જાડયથી જીંદગી વ્યર્થ વહી જાય છે.

૩૮ જીવન જતું કરવા કરતાં કામ ન હોય તો પ્રભુસ્
રણ કરવું એ સુખનું સાધન છે.

૩૯ જોમ કંઇ પણ ગેરવાજબી રીતે વાપરવું નહિ.

૪૦ જમ્પ સમ્પમાં હોય છે માટે સૌથી સમ્પીને રહે

૪૧ ઝાઝો લોભ ક્ષોભનું કારણ છે.

૪૨ ઝુકે છો અન્ય ના તેથી તમે ઝુકતા જમાનામાં.

૪૩ ટુંકું ને તત્ત્વવાળું ભાષણ કરવું.

૪૪ ટોચપર ચઢતાં ખાડામાં પડાય નહિ તેથી સાવધ રહે

૪૫ ટંટો વિનાકારણ કોઇથી કરવો નહિ, કારણ
જીવનું જોખમ છે.

૪૬ ઠાઠમાં રહેવા કરતાં ઘાટમાં રહેવું સારૂં છે.

૪૭ ઠામ ને દામથી કામમાં હામ રહે છે જેથી તે ખોવાં ન

૪૮ ઠેસ કોઇપણ વસ્તુને મારવી નહિ,કારણ નિષેધ છે

૪૯ ડર ઇશ્વરનો રાખવો, કારણ તે જન્મ જન્માન્ત
જવાબ લેનાર છે.

૫૦ ડાહ્યા માણસે ડસ રાખવો નહિ.

૫૧ ડાઘ કપડાનો જાય છે, પણ જીંદગીનો જતો નથ

૫૨ ડિંગ ઠોકવી નહિ, કારણ પોકળ ઉઘાડું પડે છે.

૫૩ ડૂબવું તો ભવસિન્ધુમાં નહિ, પરન્તુ જ્ઞાનસિન્ધુમ

૫૪ ઢુંકડો માર્ગ વિકટ હોય તો લાંબે જવું એ શ્રેયસ્કર

૫૫ તન મન ને ધન પરોપકારમાં જોડવાં.

૫૬ તપમાં ષડરિપુ અને સુખદુ:ખાદિ છન્દના વેગ
સહન કરવા એ પરમ તપ છે.

૫૭ તાજું ભોજન કરવું. વાસી રહે નહિ ને વાપ
પડે નહિ તેવી વ્યવસ્થા રાખવી.

૫૮ તેવડથી વડ જેવા વિશાળ બનવા પ્રસંગ આવે

૫૯ તન્દુરસ્ત રહેવા કાજે સ્વચ્છતાનો સહવાસ કર

૬૦ ત્રણે ઋણથી અઋણી રહેવા સતત યત્ન કરવો.
ઋણ, પિતૃઋણ ને મનુષ્યઋણ.

૬૧ થાણામાં થાપણ મુકવી નહિ.

૬૨ થોડામાં સંતોષ માની વધારે માટે પ્રયાસ કર
પણ તૃષ્ણા હદપાર કરવી નહિ.

૬૩ દયા એ દાનથી પણ અધિક છે.

૬૪ દાણ કદાપિ છુપાવવું નહિ.

૬૫ દાન સુપાત્રને શોધીને આપવું.

૬૬ દુખના ડુંગરો પણ હિમ્મતથી ઓળંગી જવા, કા
તે ઓળંગવાના જ છે.

૬૭ દેશને વિદેશીઓના સહવાસથી ભૂલવો નહિ. તે
તેને આબાદ જોવા ઇચ્છવું એ દેશજનની ફરજ

૬૮ ધણીનું ધ્યાન ધરવાથી શુભ ધારણા પાર પડે

૬૯ ધનનો સદ્વ્યય કરનાર આ લોક અને પરલોકમાં
મેળવે છે.

૭૦ ધિક્કારવા કરતાં શરૂઆતથી સ્વીકારવું નહિ તે સારૂં

૭૧ ધંધો ધીરજ ધારીને કરવો.

૭૨ નિરંતર નિયમિત રીતે કાર્ય કરવું એ સમયનો સદુપયોગ છે

૭૩ નીરની માફક મિલનસાર રહેવું એ નરનો સ્તુત્ય ગુણ છે.

૭૪ નૈમિત્તિક ધર્મકાર્યો નિરાંતે કરવાં કારણ તેમાં ચિત્તની સ્વસ્થતા જોઇયે છિયે.

૭૪ નૌતમ વસ્તુને નિરખીને મોહ ધરવો નહિ, કારણ તે અધિકાર વિના હરેકને મળતી નથી ને પરાણે મળે તો સત્વર પળે છે.

૭૬ પતિતને પાવન કરનાર પરમ સાધન ગુરુ ગંગા છે.

૭૭ પરાધીનતા એ દીનતા છે.

૭૮ પશ્ચાત્તાપ એ પાપનું પ્રાયશ્ચિત છે.

૭૯ પુણ્યપ્રભાવથી સમ્પત્તિ સન્તતિને સદ્દગુણી ઓ પ્રાપ્ત થાય છે માટે તેનો આશ્રય કરવો.

૮૦ પ્રપંચ ન આદરતાં પ્રમાણિકપણે રહેવું એથી ઉદય થાય છે.

૮૧ ફોકટ ફક્કડ થઈને ફરનારના કરતાં સાદો ઘરવ્યવહાર સાચવનારને ધન્ય છે.

૮૨ ફાયદા સાથે નુકસાન પણ નજરમાં રાખવું જરૂરનું છે.

૮૩ ફન્દમાં ફસાનારનો છન્દ છુટતો નથી માટે તેને વન્દન કરવું.

૮૪ બળીઆ સાથે બાથ ભરવી નહિ. એ બળ ત્રણ પ્રકારનું છે—શારીરિક, માનસિક અને આર્થિક.

૮૫ બાળકમાંથી પણ ગુણગ્રાહિ ગણ ચપળતાદિ ગુણોને ગ્રહણ કરે છે.

૮૬ બુજ કરનાર કે બરડો થાબડનાર હોય તો પાછળ પડેલો પણ આગળ વધે છે.

૮૭ બેઠક બરોબરીઆથી રાખવી. વળિ વિશેષે વયોવૃદ્ધ કે જ્ઞાનવૃદ્ધથી રાખવી એ ઉત્તમ છે.

૮૮ બોધક સત્શાસ્ત્રનાં વચનો પર શ્રદ્ધા રાખવી.

૮૯ લાલચ ભલાનીપણ ભાનને ભૂલાવે છે માટે મોહ માયાનો વિશ્વાસ રાખવો નહિ.

૯૦ ભાવના ઉચ્ચ કરવી એ ભાવિનું શુભ સૂચન છે.

૯૧ ભૂપ કે ભીખારી બન્નેની દેહ દિશા એક સરખી છે.

૯૨ માપસર આહાર વિહાર કરનારનો યોગ સત્વર સધાય છે.

૯૩ મિત્રોની સંખ્યા વધારે હોવા કરતાં માત્ર એકની પ્રસંશનીય છે.

૯૪ યશ પ્રાપ્ત કરવામાં પ્રીતિ થવી એ શુભ સંસ્કારનું ફળ છે.

૯૫ રાજ્યનો, દેશનો કે ન્યાતનો દ્રોહ કરવો નહિ, પણ સુજ્ઞજને સમાધાન કરવું.

૯૬ રૂપ ને રંગ કરતાં સદ્‌ગુણ એ શરીરનું ભૂષણ છે.

૯૭ લાંચ વગેરે અન્યાયથી મેળવેલું દ્રવ્ય દશ વર્ષ પછી સમૂળ નાશ પામે છે.

૯૮ લેણદારને ખોટું વેણ કહેવું નહિ.

૯૯ વડિલો પ્રત્યે વિનયથી વર્ત્તનાર વિશેષ સુખી થાયછે.

૧૦૦ કથાવાદ કરવો નહિ. કારણ પરિણામમાં કલેશ આવેછે

૧૦૧ શપથ ખોટા ખાવા નહિ.

૧૦૨ શોક કે સન્તાપ આગમાપાપી વસ્તુ માટે સજવો નહિ.

૧૦૩ શોર કરવા કરતાં શાન્તિનું ફળ શીઘ્ર મળેછે.

૧૦૪ ષોડશોપચારથી ઇષ્ટદેવનું યજન કરનાર જગતમાં પછાત પડતો નથી.

૧૦૫ સરળતાથી સંકેત પારપડે છેતેવો શઠતાથી સધાતોનથી

૧૦૬ સંસાર સાગર તરવા નરતનુ નૌકાનો નાયક કેશવ છે.

૧૦૭ હક કોઇનો કોઇએ ડુબાવવો એ મહાપાપ છે.

૧૦૮ હઠથીજ્ઞાનીગણાવાકરતાંશિશુથઈ સિક્ષામેળવવીસારીછે

સમાપ્ત.

શ્રી.

# આ પુસ્તકના અગાઉથી થનાર ગ્રાહકોનાં મુબારક નામોની યાદી.

| પ્રત. | નામ | ગામ. |
|---|---|---|
| ૨૫ | અંબાલાલ નાથાલાલ વ્યાસ | મુંબાઇ |
| ૧૫ | અંબાલાલ દામોદરભાઇ ઉપાધ્યાય | ,, |
| ૧૫ | શા. ભોગીલાલ ગુલાબચંદ | ,, |
| ૧૧ | મણિલાલ જુગલદાસ હાંડીવાળા | ,, |
| ૧૧ | પંડયા વિજયશંકર રામનારાયણ | ,, |
| ૫ | પંડયા વજેશંકર શિવશંકર | ,, |
| ૫ | પંડયા અંબાલાલ છગનલાલ | ,, |
| ૫ | પંડયા અંબાલાલ કાશીશંકર | ,, |
| ૨ | વ્યાસ દામોદરદાસ જગજીવનદાસ સંગીત માસ્તર | |
| ૧ | શા. કેશવલાલ લલ્લુભાઈ પાઈપમર્ચન્ટ | ,, |
| ૧ | શા. અમૃતલાલ બાપુલાલ રોકડીઆ | ,, |
| ૧ | શા. ગિરિધરલાલ નાનાલાલ | ,, |
| ૧ | શા. રામદાસ મગનલાલ | ,, |
| ૧ | શા. હિરાલાલ રણછોડદાસ | ,, |
| ૧ | શા. ચીમનલાલ પુરુષોત્તમદાસ | ,, |
| ૧ | પંડયા ગિરિજાશંકર બાપુલાલ સોલીસિટર | ,, |
| ૧ | અંબાલાલ છગનલાલ ગિ૦ | ,, |
| ૨ | રામચન્દ્ર મણિશંકર મહેતા | કલ્યાણી |

| | | |
|---|---|---|
| ૧ | નાનાલાલ પ્રાણજીવનદાસ | થાણા |
| ૧ | અમૃતરામ જીવનરામ ઉપાધ્યાય | નાળા |
| ૧ | દામોદરભાઇ જીવનરામ ઉપાધ્યાય | ,, |
| ૫ | માધવરામ હરિનારાયણ વ્યાસ ખંભાતના માજીદિવાન, બારડોલી | |
| ૧ | પંડ્યા જેઠાલાલ જગન્નાથ | સુરત |
| ૧ | શુક્લ રત્નશંકર | ,, |
| ૫ | વૈદ્ય રામનારાયણભાઇ ઘનશ્યામભાઇ | વડોદરા |
| ૫ | ઠક્કર રામદાસ નરોત્તદાસ | ,, |
| ૧ | ચુનીલાલ અમથાભાઇ માસ્તર | ,, |
| ૧ | છોટાલાલ નિર્ભયરામ ભટ્ટ | ,, |
| ૫ | શંભુપ્રસાદ પ્રાણશંકર | ખેડા |
| ૧ | રેવાશંકર ગોવર્ધનરામ શુક્લ | બોરીઆવી |
| ૫ | મયારામ હરજીવન | વાસણા બોરસદ |
| ૫ | સરદાર ઉદયસિંહજી ગણપતસિંહજી ઠાકોર સાહેબ, સારોદ | |
| ૫ | નારસિંહજી મહેરામણસિંહજી ઠાકોર સાહેબ, દેવાણ | |
| ૫ | પંડિત જટાશંકર મહાશંકર | વીરસદ |
| ૫ | ચન્દ્રકાન્ત ત્રિભુવનદાસ | ભાદરણ |
| ૫ | હિમ્મતલાલ નાથાલાલ વૈદ્ય | ,, |
| ૧૧ | હરગોવિંદદાસ નાનાલાલ માસ્તર રંગશાળા | પેટલાદ |
| ૧૦ | રતિલાલ વ્રજલાલ માસ્તર રંગશાળા | ,, |
| ૫ | શેઠ પ્રભુલાલ ભગવાનદાસ રંગશાળા | ,, |

| | | |
|---|---|---|
| ૫ | શેઠ રમણભાઇ કેશવલાલ રાજ્યરત્ન | ,, |
| ૫ | ચીમનલાલ રતનલાલ શાહ | ,, |
| ૧ | ઇન્દુલાલ ડૉક્ટર | ,, |
| ૧ | ચિન્તુલાલ ડૉક્ટર | ,, |
| ૫ | વિશ્વનાથ બાપુજી | ખંભાત |
| ૫ | જોષી મણિશંકર કૃષ્ણારામ | ,, |
| ૫ | કેશવલાલ હરગોવિંદદાસ તલાટી | ,, |
| ૫ | દવે નારાયણ પુરુષોત્તમ સ્ટેશન માસ્તર | ,, |
| ૫ | પંડયા છોટાલાલ મોતીરામ | ,, |
| ૫ | શા. પુરુષોત્તમદાસ નંદલાલ | ,, |
| ૫ | જટાશંકર ગંગાશંકર શુકલ | ,, |
| ૫ | પંડયા લાભશંકર દયાશંકર | ,, |
| ૫ | વૈદ્ય ઘનશ્યામભાઇ નારાયણદેવ | ,, |
| ૫ | શેઠ ભગવાનજી જગજીવનદાસ | ,, |
| ૫ | વ્યાસ શિવશંકર જયશંકર | ,, |
| ૫ | પંડયા નર્મદાશંકર વિજયશંકર | ,, |
| ૫ | પંડયા મણિશંકર પ્રભાશંકર | ,, |
| ૫ | પંડયા જમીયતરામ કૃપાશંકર વૈદ્યશાસ્ત્રી | ,, |
| ૫ | માણેકલાલ નાનાલાલ શેઠ | ,, |
| ૩ | ચંદુલાલ અંબાલાલ ડૉક્ટર | ,, |
| ૩ | પંડિત છોટાલાલ ઇચ્છાશંકર | ,, |
| ૩ | પંડયા મગનલાલ કીલાભાઇ | ,, |
| ૨ | ચુનીલાલ શ્યામજી ત્રિવેદી ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ | ,, |

૨ વ્યાસ નાથાલાલ ઇચ્છાશંકર ,,
૨ રામચરણસિંહ દાલચંદસિંહ ઓવરશિયર ,,
૨ ગપુરભાઇ મહાશંકર ,,
૨ અંબાલાલ દયાશંકર ઉપાધ્યાય ,,
૨ ચીમનલાલ મણિશંકર શુક્લ ,,
૨ વ્યાસ શિવનાથભાઇ રામનાથભાઇ ડૉક્ટર ,,
૨ પંડિત શિવપ્રસાદ ઇચ્છાશંકર ,,
૨ ભાઇલાલભાઇ મનસુખરામ મહેતા ,,
૨ યાજ્ઞિક હિમ્મતલાલ નાથાલાલ ,,
૨ શા. ચુનીલાલ ગિરિધરલાલ ,,
૨ ચતુરભાઇ જોઇતારામ મોદીખાનાના દરોગા ,,
૨ મૂળશંકર રામચંદ્ર તલાટી ,,
૨ શિવશંકર હરગોવિંદ જોશી ,,
૧ કુબેરદાસ મથુરદાસ સુધરાઇના દરોગા ,,
૧ નાથાલાલ જમનાદાસ શેઠ ,,
૧ મણિભાઇ ગુલાબરાય સર ન્યાયાધીશ ,,
૧ વૈદ્ય રણછોડભાઇ હરિવલ્લભ ,,
૧ રમણલાલ રતનલાલ શાહ ,,
૧ મોતીરામજી મહારાજ

રણછોડજીના મંદિરના મહન્ત ,,

૧ બાપજી મહારાજ ,,
૧ ચુનીભાઇ મણિભાઇ માજી વહિવટદાર ,,
૧ ચુનીલાલ દ્વારકાદાસ એન્જીન્યર મિલ ,,
૧ પુરુષોત્તમદાસ જગજીવનદાસ કવિ ,,

૧ વૈદ્ય રેવાશંકર રામશંકર ,,
૧ ત્રિભોવનદાસ દાજીભાઇ માસ્તર ,,
૧ આજીભાઈ માસ્તર ,,
૧ શા. નગીનદાસ અલોચનદાસ માસ્તર ,,
૧ હિરાલાલ જગજીવન માસ્તર ,,
૧ મગનલાલ ભાઈલાલભાઈ વહિવટદાર ,,
૧ શા. ચુનીલાલ ભાઇલાલભાઇ ,,
૧ શા. મોહનલાલ ભાઇલાલભાઇ ,,
૧ પંડયા લલ્લુભાઇ હરજીવન ,,
૧ પંડયા ઠાકોરલાલ છોટાલાલ ,,
૧ મણિશંકર ત્રિષ્ણુશંકર શુક્લ ,,
૧ મૂળશંકર કાશીશંકર શુકલ ,,
૧ મણિશંકર નાનાલાલ શુકલ ,,
૧ ચુનીલાલ ભગવાનજી ,,
૧ રતિલાલ રેવાશંકર ઉપાધ્યાય ,,
૧ વ્યાસ જયશંકર નરોત્તમ ,,
૧ શિવશંકર રાજારામ ,,
૧ કાન્તિલાલ દયાશંકર ,,
૧ પંડયા હરિશંકર કૃપાશંકર ,,
૧ માણેકલાલ પુરશોત્તમદાસ કવ્વાલી ,,
૧ પંડયા શિવપ્રસાદ ચુનીલાલ ,,
૧ શા. બાપુલાલ ગોરધનદાસ ,,
૧ પંડયા અહેચરભાઇ મહાશંકર ,,
૧ શા. સકરાભાઇ મેળાપચંદ ,,
૧ ભટ્ટ જયકૃષ્ણ માણેકલાલ ,,

| | | |
|---|---|---|
| ૧ | અંબાલાલ ગણપતરામ શુકલ | ,, |
| ૧ | રવિશંકર પ્રભાશંકર જોશી | ,, |
| ૧ | ગિરિજાશંકર મણિશંકર શુકલ | ,, |
| ૧ | પંડયા જમનાશંકર દયાશંકર | ,, |
| ૧ | પંડયા બાપુલાલ દયાશંકર | ,, |
| ૧ | યાજ્ઞિક હરિનારાયણ પ્રાણશંકર | ,, |
| ૧ | પંડયા ધનસુખરામ રણછોડભાઇ | ,, |
| ૧ | પ્રભાશંકર ધનેશ્વર વ્યાસ | ,, |
| ૧ | જોશી છગનલાલ ઉમીઆશંકર | ,, |
| ૧ | વૈદ્ય નટવરલાલ નાગેશ્વર | ,, |
| ૧ | પંડયા રતનલાલ મૂળશંકર | ,, |
| ૧ | અંબાલાલ સોમેશ્વર ઉપાધ્યાય | ,, |
| ૧ | શા. ઠાકોરલાલ મથુરાદાસ | ,, |
| ૧ | શા. ઇચ્છાલાલ કાળીદાસ | ,, |
| ૧ | ઠાકોરલાલ બેકોરદાસ શાહ | ,, |
| ૧ | શા કનૈયાલાલ નગીનદાસ | ,, |
| ૧ | પંડયા રતિલાલ છગનલાલ રેલ્વેના ડોકટર | ,, |
| ૧ | કેશવલાલ પ્રાણજીવન જીનવાળા ,, | ,, |
| ૧ | ભાઈનારાયણ મગનલાલ શાસ્ત્રી | ,, |
| ૧ | શા. ઉમેદચંદ પોપટચંદ | ,, |
| ૧ | હરિલાલ જગત ઘોડાના ડોકટર | ,, |
| ૧ | રણછોડલાલ મગનલાલ ભગત | ,, |
| ૧ | છોટાલાલ શામળ પારેખ | ,, |
| ૧ | મોહનલાલ ભાણાભાઇ ભગત | ,, |

## શ્રી.

પ્રિય વાચકવૃન્દ ! આ અગાઉ વિક્રમાર્ક સંવત ૧૯૭૯ માં અમારા તરફથી "**समाध्यायी श्री सत्यनारायण कथा**" એ નામના પુસ્તકની પ્રત ૧૦૦૦ છપાવવામાં આવી હતી. જેમાંની જૂજ નકલ હાલ શિલિકમાં રહી છે.

તેમાં ઉદાર આશ્રય આપનાર સદ્‌ગૃહસ્થોની સંખ્યા નીચે પ્રમાણે

| રૂ. | નામ. | ગામ. |
|---|---|---|
| ૨૫) | મણિલાલ જુગલદાસ હાંડીવાળા | મુંબાઇ |
| ૧૦) | રતિલાલ વ્રજલાલ રંગશાળા | ખંભાત |
| ૧૦) | શા. હિરાલાલ રણછોડદાસ | મુંબાઇ |
| ૧૦) | શેઠ પ્રભુલાલ ભગવાનદાસ | પેટલાદ |
| ૧૦) | જોશી મણિશંકર કૃષ્ણારામ | ખંભાત |
| ૭) | શેઠ રમણભાઇ કેશવલાલ | પેટલાદ |
| ૫) | રામદાસ નરોત્તમદાસ ઠક્કર | વડોદરા |
| ૫) | ધી એડમિનિસ્ટ્રેટર ઑફ કેમ્બે સ્ટેટ | ખંભાત |
| ૩) | મૂળશંકર રામચંદ્ર | દ્વારકાં |
| ૨) | માણેકલાલ નાનાલાલ શેઠ | ખંભાત |
| ૨) | છોટાલાલ મોતીરામ પંડ્યા | ખંભાત |
| ૧) | ચુનીભાઇ મણિભાઇ માજી વહિવટદાર | ખંભાત |
| ૧) | શા. ચુનીલાલ ભાઇલાલભાઇ | ખંભાત |
| ૧) | શા. મોહનલાલ ભાઇલાલભાઇ | ખંભાત |
| ૧) | પુરષોત્તમદાસ જગજીવનદાસ કવિ | ખંભાત |
| ૧) | વ્યાસ દામોદરદાસ જગજીવનદાસ માસ્તર | મુંબાઇ |
| ૧) | છોટાલાલ ભગત | પેટલાદ |
| ૧) | રામચરણસિંહ દીલચંદસિંહ | ખંભાત |
| | ઓવરશીઅર | |
| ૧) | ગપુરભાઇ મહાશંકર | ખંભાત |

ખંભાત.

તા. ૩૦-૧૦-૨૫

**વિદ્યાવિનોદી સજ્જનધૌરેય પં. મોહનલાલ શર્મા !**

ભારતવર્ષમાં ભારતીની પૂજા પ્રાચીન કાળથી જ થતી આવે છે. આપણા ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ ષોડશોપચાર પૂજન વિધિ નિયત છે. તેમાં "સાહિત્ય" એ પણ એક ઉપચાર છે તમારા "મોહનમંત્રમાળા" નામક પુસ્તકમાં એ ઉપચારની ઉત્તમ ખીલવણી કરી; હાલનો જમાનો જે પ્રગતિને નામે અધમતામાં વહી રહ્યો છે તેને અટકાવવાને તમે કાવ્યરૂપ મણિઓની યોજના કરી છે. તે સારી છે. વળી માળાના બે ઉપયોગ છે (૧) કંઠમાં ધારણા કરી શકાય છે ને (૨) નિયત સ્મરણ કરી (ફેરવી) શકાય છે. તેજ પ્રમાણે હાલનો જમાનો પણ આ માળાને કંઠે ધારણ કરશે, અગર વારંવાર ફેરવશે તો પોતાના અંતઃકરણને ધર્મ નીતિના બીજથી સંસ્કૃત કરી યથાર્થ ઉન્નતિ માર્ગનો અનુગામી થશે.

શ્રી સરસ્વતીદેવીનું આવા પ્રકારનું પૂજન કરવા શ્રી પરમાત્મા તમને દીર્ઘાયુને નિરામયતા પુર્વક સદ્બુદ્ધિ સ્ફુરાવો ઇતિશમ્

લિ૦ યતિ મુકુન્દાશ્રમના

નારાયણ સ્મરણ.